૭૮૬

રસુલુલ્લાહે (સલ.) ફરમાવ્યું છેઃ-

"જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં
સમજ આપે છે."

-ઃસંગ્રહિતઃ-

# નસીહતુલ મુસ્લેમીન

અથવા

# મુસ્લિમોને બોધ

મુળ ઉર્દુ ઉપરથી [illegible] ાંતર [illegible] નાર,

[illegible] મૌલાના [illegible] મોહંમદ [illegible] હાજી

હાફેઝ [illegible]

[illegible] ી. મોહંમદ અ[illegible]મદ મેહતર સાહેબ[illegible]ી રૂહને
[illegible] સવાબ માટે યુસુફ હાજી અહમદ મેહમુદ
મેહતર સાહેબ તરફથી ભેટ.

## સંગ્રહિત નસીહતુલ મુસ્લેમીનનું સાંકળીઉ

આવૃત્તિ ૫ મી
પ્રત ૧૦૦૦
૧૩૪૯ હિજરી—ઈસ્વી ૧૯૩૦



આ કિતાબ શેઠ મી. યુસુફ હાજી અહમદ મેહમુદ મેતર સાહેબે પોતાને ખરચે છપાવી મફત રાખી છે. ખુદા એમને જઝાએ ખૈર આપે અને બીજા ભાઈઓને એમના અનુકરણની તવફીક બક્શે.

વાંચક બંધુઓને મારી નમ્ર વિનંતી છે કે એમના માટે તથા મર્હુમ મી. મોહંમદ અહમદ મેહતર સાહેબ માટે દુઆએ ખૈર કરે.

**અબ્દુર્રહીમ.**



પ્રકાશક:—
અબ્દુર્રહીમ. મેનેજર
કુતુબખાનએ સાદીકીયહ.
રાંદેર ઝાંપે સુરત.

મુદ્રક:—
અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયદ
મુસ્લિમ-ગુજરાત પ્રેસ,
ભાગાતળાવ રોડ. સુરત.

# (પ્રસ્તાવના.)

## ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા છે.

અલ્લાહની હમદ બે હીસાબ થાઓ અને તેના રસુલ મોહમ્મદ મુસ્તફા ઉપર દુરૂદ તથા તેવણુની આલ તથા અસહાબ તથા સર્વ મુમેનીન ઉપર અગણીત સલામ થાઓ.

એ પછી ગુલામ મોહમ્મદ બિન હાજી હાફેઝ સાદેક (રહ) અરજ કરે છે કે હિન્દુસ્તાનમાં અને વીશેષ કરી ગુજરાતમાં કબર પુજા તથા ગૈરૂલ્લાહની મદદ માગવાનો ઘણોજ રીવાજ પડી ગયો છે. અને તેઓને સમજાવવાનું કોઇ સાધન ગુજરાતીમાં નહી હોવાથી તેણે આ રીસાલાને સરળ અને ચાલુ ગુજરાતીમાં તરજુમો કીધો અલ્લાહ એને કબુલ કરી લોકોપયોગી કરે. અને જેવી તરેહ તેના બીજા ગ્રંથોથી લોકો લાભ લઇ રહયા છે તેમ આથી પણ લાભ લે. જો કોઇ પણ મુસલમાન બુરા રીવાજોથી બચશે તો તેનું કલ્યાણ થશે. "મોલવીઓ માણસોના ધર્મ સબંધી હકીમો અને વૈદ્યોના જેવા છે. એટલે જેવી બીમારી તેવો તેનો ઇલાજ કરવો જોઇએ" પણ અફસોસ કે હમણાના વાએઝો કિસ્સાઓ તથા વલીઓની કરામતોને બ્યાન કર્યા કરે છે; પણ વલીઓના અમલો બ્યાન કરતા નથી ! ! વલીઓની કરામત બરહક્ક છે પણ વાઅજના અર્થ નસીહત તથા બોધના છે તે પ્રમાણે

જરૂરીયાતનો ખ્યાલ કરી વાઅજ કહેવી જોઈએ. મૌલવીઓ જો ખુદાનો ખોફ રાખી લોકોના બુરા ભલા કહેવાનો ખ્યાલ નહીં રાખતા સાફ નૈયતથી બ્યાન કરશે; તો ઇનશા,-અલ્લાહ જલદી ફાયદો થશે. પણ અફસોસ કે તેઓ લોકોથી ડરે છે. જો તેઓ **મજાલેસુલ અબરાર**ની એક એક મજલીસ બ્યાન કર્યા કરે તો લોકોને ઘણાંજ લાભ થાએ અને તેઓને પણ સહેલ પડે. "આ રિસાલો હું ધારૂં છું કે ઘણો ઉપયોગી થશે-એમાં કર્તાએ ઘણી સફાઈથી શિરકનું ખંડન બ્યાન કીધું છે. અને તેની સાથે બીદઅતીઓ તથા કબરપુજકોના શુબ્હાનો જવાબ પણ છે; એટલે વાંચનાર સાહેબોને વાંચતાં કંઇ શક પડે તો ધીરજ રાખી આખો રિસાલો વાંચવો. ખુદા ચાહશે તો તેઓનો શક શુબ્હા દુર થશે. અને દિલમાં સફાઈ આવી જશે.

એમાં વલીઓની કરામત કર્તા સાફ માને છે તેમ મુરદાને સવાબ પહોંચાડવા ખુદા વાસ્તે કંઇ ખેરાત કરે તો તેનો સવાબ મુરદાને પોહોંચે છે તેને તથા બુજરૂગોનો વસીલો પકડવાને પણ કર્તા માને છે. અને કેમ ન માને કર્તા મોલવી ખુર્રમઅલી હનફી મજહબના સુન્ની અને મોટા વિદ્વાન વલીએકામેલ છે અને તે વાંચનારને આ કિતાબ જોવાથીજ જણાઈ જશે. સશારેકુલ અનવારનો ઉર્દુ તરજુમો એવણ સાહેબે કીધો છે. તેના ફાયદામાં હનફી મજહબના મસલાની દલીલો ઘણી સારી રીતે બ્યાન કીધી છે. તથા દુરરૂલ-મુખતારનો તરજુમો ઉર્દુ પણ એવણે કીધો છે. એ સીવાય બીજી ઘણી કીતાબો લખી

છે, અને તે સર્વ ચાલુ છે ખુદા એવણુને જઝાએ ખેર દીએ. અને ખુદા એવણુનો ફૈઝ જારી રાખે. મારા મોટા નસીબ કે ખુદાએ મને આ રીસાલાના તરજુમાની તોફીક દીધી. "ઓ અલ્લા હું સખત છું મને નરમ કર; અને નીર્બળ છું મને કવી કર; અને હિદાયત આપવા પછી મારા દીલને તું સંભાળી રાખ, અને ખાતેમાંઃ ખેર કર." આમીન વસલ્લલ્લાહો અલન–નબી.

મરેલાને સવાબ પોહોંચાડવાના નૈયતથી ખુદા વાસ્તે કંઈ ખેરાત કરવી કે કંઇ નફલ વિગેરે સારૂં કામ કરવું તેનો સવાબ તેને પુગે છે. એ સુનંત જમાતનો અકીદો છે. પણ જો કોઈના દીલમાં એમ હોય કે જો હું મરેલાની પાછળ ખેરાત અથવા ખર્ચ નહિ કરીશ તો લોકો મને બોલશે. ત્યારે તો તે ખેરાતનો સવાબ નહી પોહોંચતા ઉલટો ગુનેહગાર થાએ છે. વળી મરેલાને સવાબ પોહોંચાડવા દીવસોનુ મુકર્રર કરવું એ હીંદુઓની ચાલ છે અને એને શરીઅત ના પાડે છે. હદય-તુલ–હરમેનના પાનુ ૫૯ માં દીવસ ઠેરવવાની સાબેતીમાં જે કિસ્સો ફતાવા ઓજજન્દીથી નકલ કીધો છે એ બનાવટી છે. તથા એ ફતવો મુલ્લા અલી કારીનો રચેલો છે એમ જે તે રિસાલામાં લખાયું છે તે જુઠ છે તેવણુના રચાયલા પુસ્તકમાં એ નથી; એવા ખોટા દાખલા લખી મજકુર રીસાલાવાળો લોકોને ભોળવે છે. અને અણુસમજુ તેની પાછળ દોરવાઇ છે મજકુર રિસાલામાં ફતાવા ઓજજન્દીયાથી જે કિસ્સો નકલ થયો તેનું ખોટારૂં મોલવી અબ્દુલ હૈય લખનવવાળા સાહેબે પોતાની મજમુએ ફતાવા છપાયલો સને ૧૩૦૯ ના પુ. ૨ પુ. ૧૭૫, ૩૬૨ માં કીધું છે. ગુલામ મોહંમદ.

# નસીહતુલ મુસ્લેમીન



શરૂ ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા છે.

સુબ્હાનલ્લાહ! અહા, શું તારી શાન છે કે, કોઈના મદદ વગર આટલા મોટા આસમાનને ઝમીનને કેવી ખુબ સુરતી સાથે પૈદા કીધાં, અને કોઈ નબીને કે કોઈ વલીને

કે કોઈ (બાદશાહ)ને પોતાના કારખાનામાંથી કાંઇ પણ અખત્યાર આપ્યો નથી (અને સર્વને પોતાનાજ ગરજવાન બનાવ્યા ઈલાહી તારા એહસાનના હજારો હજાર શુકર, કે તેં તારા રસૂલ (સલ)ની મારફતે અમને કુરઆન અને હદીસથી પોતાની તોહીદ (એક-ત્તા)ને સમજાવી. અને શિર્ક (ના કામો)ની આફતથી કે જેમાં એક જગત ફસેલી છે તેથી તે માત્ર તારા કરમથી અમોને બચાવ્યા. અને હઝરત મોહમદ સલ-લલ્લાહો અલૈહે વસલ્લમની સાધી રાહ ઉપર ચલાવ્યા! ઈલાહી આ રસુલ મકબુલ ઉપર દુરૂદ અને રહમત મોકલ. કે જે માણસ તેવણને માર્ગે ચાલ્યો, તેણે પોતાને વાસ્તે દોઝખની આડ કીધી, અને જે પોતાના બાપ દાદાની જહાલતની રાહ ઉપર ચઢી ગયો, અને ત્હારા રસુલની હદીસ ને નહીં માની તો તેણે પોતાની આકેબત ખરાબ કીધી!! અને તેવણની આલ ઉપર રહમત મોકલ કે જેઓ ત્હારા હુકમને તાબે રહયા છે, તે એટલા સુધી કે પોતાના જાનને ત્હારા માર્ગ ઉપર કુરબાન કીધો. અને તેવણના નેક સહાબીઓ ઉપર (રહમત મોકલ); કે જેઓએ શિર્ક મુકાવી લાખો લોકોને મુસલમાન કીધા. (અને જેઓએ દીન સાચવી અમો સુધી પહોંચાડવાની કોશીશ કીધી.)

એ સર્વ પછી સાંભળવું જોઇએ કે, હમણાં હિંદુસ્તાનમાં અજાયેબ જાતની બલા ફેલી છે કે ઉમ્મતે (મોહંમદીઆના) ઘણાં લોકો શિર્કમાં સપડાયલા છે.! પણ ઘણાં મુસલમાનો

બાપડા બે ઇલ્મી અને અંજાણ પણાને લીધે લાચાર છે. એ માટે સેવક **ખુર્રમ અલી** આજેજ (નિર્બળ)ના દિલમાં આવ્યું કે, આ શિર્કની બુરાઇ કુરઆન શરીફથી સાબેત કરીએ. અને હરેક આયતનો તરજુમો હિન્દી ભાષામાં સાફ ચોખ્ખી રીતે કરીએ કે જેથી જગતના બધાં લોકોને ફાયદો થાય અને જે મુસલામાન ભાઈઓ અરબી ભાષા(ના અર્થો) જાણતા નથી તેઓ એને સમજીને શિર્ક (જેવાં કામ)ની આફતથી બચે. અને પોતાના પેગમ્બરનો રસ્તો અખત્યાર કરે અને જેઓ એને પણ નહીં સમજે, અને નહિ માને તે પોતાનું માથું ખાય કબરમાં તેનું પોતેજ તેને જણાય જશે. **સાંભળી રાખો. !!**

અલહમદો લિલ્લાહ કે સને ૧૨૩૮ હીજરીમાં આ રીસાલો રચીયો અને એનું નામ **નસીહતુલ મુસ્લેમીન** રાખ્યું. અને એની બધી મતલબો પાંચ ફસલમાં લખી છે. **પહેલી ફસલમાં** એનું બ્યાન છે કે શિર્ક કોને કહે છે **બીજી ફસલમાં** શિર્ક કરનારાઓની બેવકુફાઈનું બ્યાન છે, **ત્રીજી ફસલમાં** તે ચીજોનું બ્યાન છે કે; જે ચીજોને ખુદાએ પોતાના માન માટે ખાસ મુકર્રર કીધી છે, અને તેના વગર બીજાને કરવું દુરસ્તથી. **ચોથી ફસલમાં** શિર્કની રસમોનું બ્યાન છે. **પાંચમી ફસલમાં** શિર્કની બુરાઈ અને શિર્ક કરનારાઓની સજા (શિક્ષા)નું બ્યાન છે.

ઇલાહી !! અમારા ઉપર તથા મુસલમાન ભાઇઓ પર એવો કરમ કર કે હરેક ચીજનો તનેજ માલીક તથા મુખત્યાર જાણીએ, અને એને સમજીને તારા વગર કોઇથી ગરજ માંગીએ નહિ. તું દુઆઓનો કબુલ કરનાર છે. (બે રહમતેકાયા અરહમર–રાહેમીન.)

## ફેસલ પહેલી

### શિર્ક કોને કહે છે તેનું બ્યાન એમાં છે.

તોહીદ–હિંદી ઝબાનમાં ખુદાને એક જાણવાને કહે છે. અને શિર્ક ! સાથી (અથવા ભાગીદાર) કરવાને કહે છે. પ્રથમ મુસલમાન ઉપર એજ ફરજ છે કે, તે ખુદાની તોહીદને જાણે અને શિર્કથી બચે.

તોહીદ !! એનુ નામ નથી કે, મોઢાથી ખુદાને એક કહે અને પોતાની હાજતો, અને મતલબોને માટે પેગંબરો અને પીરોની માનતા માને. એનુંજ નામ તો શિર્ક છે. પણ તોહીદના અર્થ તો આ છે કે, માત્ર ખુદાનેજ હરેક ચીજનો માલિક તથા મુખત્યાર જાણે. અને એમ સમજે કે, તેના સિવાય ફરી તે પીર હોએ કે, પેગંબર હોએ. ફીરશતો હોએ કે શહીદ હોએ. કોઇને જરા પણ તેના કારખાનામાં અખત્યાર નથી તેની રૂબરૂ સર્વ બે અખત્યાર આજેઝ છે ! અને શિર્ક પણ એનું નામ નથી, કે ખુદા વગર બીજા કોઇને આસમાન જમીનનો માલિક (તથા પૈદા કરનાર) જાણે,

કેમકે એ તો કોઈ મુશરિક અને કાફિર પણ કહેતા નથી તેઓ પણ આજ કહે છે કે, દરેક ચીજનો ઉત્પન્ન કર્તા ખુદા છે. પણ શિર્કના અર્થ આ છે કે, ખુદાએ જે કેટલીક ચીજો પોતાને વાસ્તે ખાસ મુકર્રર કીધી છે, તેમાં બીજાઓને પણ ભેળવવા. જેમકે વરસાદનું વરસાવવું, રીઝક ( રોજી ) આપવું, માંદાને સાજા કરવાં; આફતો, બળાઓથી બચાવવું. ઓલાદનું આપવું, ગેબની વાત જાણવી, દરેક જગ્યા હાઝેર નાઝેર રહેવું, લોકોની મદદ કરવી, તથા જીવડાવવું મારવું. એ બધું ખુદાનાજ હાથમાં છે, એમાં બીજા કોઇને અખત્યાર છે એમ સમજવું એનુંજ નામ શિર્ક છે. કે જેને મટાડવા (અલ્લાહ પાકે) કુરઆન મજીદ ઉતાર્યું અને ખુદાના પેગમ્બરો કાફિરો સાથે લડતા હતા.

કુરઆન શરીફમાં હજારો જગ્યા એનું બ્યાન છે. જો તે બધી આયતો લખવામાં આવે તો આ કિતાબ મોટી થાય, જેથી થોડી આયતોનું બ્યાન કરીએ છીએ, માટે ચિત્ત રાખીને સાંભળવું જોઈએ:—

ખુદાતઆલા પોતાના નબી (સલ) ને ફરમાવે છે, "તું કહે (એ મોહમ્મદ) કે, હું મારા જાનની ભલાઇનો તથા બુરાઇનો માલિક નથી. પણ ખુદા જે ચાહે, અને જો હું ગેબની વાત જાણતો હોત તો ઘણી ભલાઇ મેળવતે, અને મને કદી બુરાઇ લાગતે નહિ ! મ્હારૂં કામ તો ઈમાનવાળા

લોકોને (અઝાબથી) બ્હીવડાવવાનું છે, અને (સવાબની) ખુશખબરી સંભળાવવાનું છે." સુરા આરાફ ૭,૧૮૭.

**ફાયદો**—આ તો સર્વ જાણે છે કે, ખુદાના પેગમ્બરની બરાબર બીજો કોઇ ખુદાનો બંદો મકબુલ નથી. અને જ્યારે એમને પોતાના જાનની નુકસાનનો કશો અખત્યાર નથી. તથા તેઓ ગેબની વાત જાણુતા નથી તો; બીજા ઇમામ અને પીર કઈ ગણુત્રી અને હિસાબમાં છે. (કે તેઓને તેમ સમ્જાય.) આ આયતથી સાફ જણાય છે કે, ખુદા સિવાય બીજા કોઇથી મદદ માંગવી અને ગરજો માંગવી નહિ જોઈએ [1] ફરી તેવણુ પીર હોય અથવા પેગમ્બર હોય; અથવા વલીઓ હોય, અગર શહીદ હોય.

---

૧ પંદનામામાં શેખ ફરીદુદ-દીન અત્તાર કહે છે.

**શેઅર.**

" ગેર હક્કરા હરકે ખાનદ એ પિસર "

" ફીસ્ત દર આલમ અઝો ગુમરાહતર "

અર્થ—ઓ છોકરા જે કોઇ ખુદા વગર બીજાને પુકારે અને તેની યાદ કરે અને તેથી પોતાની મતલબ માંગે તેથી વધારે ભટકેલો જગતમાં બીજો કોણુ છે? વળી બાજી જગ્યા તેવણુ કહે છે.

**શેઅર.**

" દર બલા યારી મખાહ અઝ હેંચ કસ "

" ઝાંકે નબોવદ જુઝ ખુદા ફરયાદ રસ "

અર્થ—કોઇ શખ્સથી બલાઓ વિષે મદદ નો માંગ કેમકે ખુદા વગર ફરયાદને પોહોંચાવનાર કોઇ નથી. મુ. મો.

**સવાલ**–કેટલાક લોકો કહે છે કે, ખુદાના પેગંબરે [સલ.] ઘણી ચીજોની ખબર આપી છે કે; આવતા વખતમાં આવી રીતે થશે. તો જો તેવણુને ઇલમે ગેબ નહતો તો, કેમ કરીને ખબર આપી, અને વલીઓનો પણ એવોજ હાલ છે. જુઓ ! ફલાણા બુજરૂગે કહ્યું હતું કે, અમે ફલાણા દિવસે મરશું; ને તેમજ થયું. અને કોઈને કહ્યું હતું કે, તને ચાર છોકરાં થશે તો ચારજ થયા, એનો ઉત્તર આ છે. કે, આ તેવણુને ખુદાના બતાવવાથી જણાયું હતું; એને "ઇલમે ગેબ" કહેતા નથી. જેટલું અલ્લાહે બતાવ્યું તેટલો હાલ તેમને જણાયો. તેથી વધારે તેમણે કદી જાણેલું નહિ, (તેમજ) પ્રખ્યાત વાત છે કે, હઝરત યાકુબ (અલે) યુસોફ (અલે)ના ગમમાં રડયા કરતા હતા. પણ તેવણુ કયાં છે તે જણાયું નથી. જયારે હઝરત યુસોફ મિસરના બાદશાહ થયા ત્યારે તેમને ખબર માલમ થઇ. જો પહેલાથી જાણતે તો શા માટે રડતે?

(બીજીદલીલ) કાફિરોએ હઝરત આયશાના ઉપર તોહુ-અત મુકયું હતું જેથી હઝરત (સલ)ને ઘણો ખેદ થયો હતો. ઘણા દિવસો પછી જ્યારે ખુદાએ કુરઆનમા ફરમાવ્યું કે, આયશા (રદી) પાક છે. ત્યારે હઝરતને ખબર થઈ. જો આગળથી જાણતે તો શા માટે ગમ રાખતે ? તો જ્યારે પેગમ્બરોની (એ વિષે) આવી હાલત છે; તો વલીઓની શી પદવી ! દરેક ચીજનો હાલ જાણવો એ માણસનું કામ નથી. એ તો ખુદાના હાથમાં છે,

અને આ જાણવું જોઈએ કે, અમારાં પેગમ્બર (સલ)નાં બે કામ છે એક દુનિયામાં હિદાયત કરવી. અને બીજું આખેરતમાં ગુનેહગારોની શફાઅત કરવી છે. તો એ બંને કામમાં પણ ખુદાતઆલાએ હજરત (સલ)ને બીલકુલ અખત્યાર આપ્યો નથી. (અને એમાંપણ ખુદાનાજ મોહતાજ છે!) ખુદાતઆ-લાએ ફરમાવ્યું. "એ મોહમ્મદ તું જેને દોસ્ત રાખે છે તેને હિદાયત કરી શકતો નથી પણ અલ્લાહ જેને ચાહે છે. તેને હિદાયત કરે છે. અને માર્ગે આવનાર (હીદાયત પામનારને તે સારી રીતે જાણે છે." સુરા કસસ ૨૮; ૫૮.

**ફાયદો**—ત્યારે તો હઝરત (સલ)નું કામ માત્ર હક્ક વાતનું બ્યાન કરી દેવું હતું અને જો (તેવણનાં) અખત્યારમાં હિદાયત હોત તો ( બીજાઓની માફક ) અબુ જહલ પણ મુસલમાન થાત. અલ્લાહુતઆલાએ કહ્યું 'કોણ એવો છે કે, જે તેના હુકમ વગર તેની પાસે શફાઅત કરે' સુરા બકર. ૨, ૨૫૪.

**ફાયદો**—એટલે અલ્લાહુતઆલાનો હાલ બાદશાહ જેવો સમઝવો નહી. કે બાદશાહ જેના ઉપર ગુસ્સે થાય છે, તો અમીર (વજીર) તેને બચાવી લે છે, અને તેનો જીવ અગર જો નહિ ચાહતો હોય તો પણ તે તેની ખાતર રાખે છે. કે મને બાદશાહ જાણે છે કે, જો હું તેની ખાતર નહિ રાખીશ, અમીર વજીર મુલકમાં બગાડ કરશે, પણ અલ્લાહને તો

પોતાના કામમાં બીજા કોઈની પરવાહ નથી. તેની રૂબરૂ પેગમ્બરો અને વલીઓની શી તાકાત કે, તેઓ તેના હુકમ વગર શફાઅત કરે. અમારા હઝરત [સલ.] પણ જ્યારે ખુદાનો હુકમ મેળવશે; ત્યારે કયામતને દિવસે શફાઅત કરશે.

**ફાયદો**—અલ્લાહો, અકબર ! આ જગ્યાએ અલ્લાહ-તઆલાની સાહેબી અને મોટાઇ સમજાય છે કે; તે કેવો જબરદસ્ત અને બે પરવા માલેક છે. કે કોઇ ફિરશતા અથવા પેગમ્બરને પણ કોઈ ચીજનો અખત્યાર આપ્યો નથી. પણ દરેક ચીજનો અખત્યાર પોતાના સ્વાધીનમાં રાખ્યો છે. (તેના હૂકમ વગર) એક ટીપું પણ આકાશમાંથી નીચે પડી શકતું નથી. આ વખતના અણસમજ (નાદાન) લોકોએ, નબીઓ અને વલીઓ સાથે એવો નકામો અકીદો વધાર્યો છે કે, અલ્લાહની મોટાઈ અને માલકી જેવી જોઇએ તેવી (તેઓના) દીલોમાં રહી નથી, દુનિયાની મુરાદો પણ તેઓથી માગે છે, અને જાણે છે કે, અમો ગમે તેટલાં પાપો કરીશું; તોએ તેવણ આખેરતમાં સર્વ પાપોની માફી અપાવશે! આથી તમને જે ખરો હાલ હતો તે જણાઈ ગયો કે પેગમ્બરને પણ પોતાના જાનનો કાંઈ અખત્યાર નથી. અને તેવણ પણ અલ્લાહતઆલાના હૂકમ વગર માફ કરાવશે નહી, (અને એમાં પણ અલ્લાહનાજ મોહતાજ રહેશે.)

**ઘણા લોકોથી** સાંભળવામાં આવ્યું છે કે, તેઓ કહે છે કે, છે તો એમજ કે અલ્લાહ સિવાય કોઇને કાંઈ અખત્યાર

નથી. પણ પીર, પેગમ્બરો અલ્લાહના ખરા બંદા છે. તેઓ જે ચીજની અલ્લાહતઆલાથી અરજ કરે છે, તેને તે કબૂલ કરે છે તેનો **જવાબ** આ છે કે, બેશક તેમની ઘણી ખરી દુઆ કબુલ થાય છે. પણ તેમની દરેક દુઆ કબુલ થતી નથી. હઝરત નુહે (અલે) પોતાના દીકરા માટે દુઆ કીધી. અને હઝરત ઈબ્રાહીમે (અલે) પોતાના બાપને માટે દુઆ કીધી. આ અમારા હઝરતે (સલ) પોતાના કાકા માટે દુઆ કીધી (પણ) કોઈની દુઆ કબુલ થઈ નહિ. અને હુકમ થયો કે, જાહેલ બનો નહીં આ બાબતમાં અમારી મરજી વિરૂદ્ધ દુઆ ન કરો. આથી સાફ જણાયું કે, તેમની પણ તેજ દુઆ કબુલ થાય છે કે, જે ખુદાની મરજી મુજબ હોય, જો કે એ લોકો પાક છે, તો પણ ( ખુદાના ) બંદા છે. તેઓનું અલ્લાહ ઉપર કાંઈ પણ જોર નથી કે, જે ચાહે તે તેઓ કરે !!

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે. " તેઓએ કહ્યું કે ખુદાએ દીકરો કરી લીધો છે. તેને છાજતું નથી. પણ તેઓ ઈજ્જતવાળા બંદા છે. તેનાથી (ખુદાથી) વધીને બોલતા નથી. અને તેઓ તેના હુકમ પ્રમાણે કામ કરે છે." સુરા અમ્બીયા ૨૧; ૨૬, ૨૭

**ફાયદો**—કેટલાક કાફિરો પેગમ્બરોને અને ફરિશ્તાઓને અલ્લાહના છોકરા કહેતા હતા. તો [તેણે] ફરમાવ્યું કે દીકરા નથી. એમ સમજો કે તેઓ મકબુલ તથા ઈઝ્ઝતવાળા બંદા

છે. પણ એ શકિત નથી કે વધીને તેઓ બોલી શકે અથવા વગર હુકમે કાંઇ કરે;

અલ્લાહુતઆલાએ કહ્યું: "તેને જણાયલું છે જે તેઓની આગળ છે. અને તેઓની પાછળ છે. અને અલ્લાહુ જેનાપર રાજી હોય તેના સિવાય કોઈની તેઓ સિફારશ કે શફાઅત કરતા નથી. અને તેની હેબતથી ડરે છે." સુરા અંબીયા. ૨૧; ૨૮

**ફાયદો**—આ આયતથી સાફ જણાય છે કે, જે કોઈ પેગમ્બરની શફાઅતની આશા રાખે છે, તેને લાજેમ છે કે પ્રથમ અલ્લાહને રાજી કરે !! અને શિર્ક તજવા વગર કદી તે રાજી થઈ શકતો નથી.

અલ્લાહતઆલાએ કહયું: "જે કોઈ તેઓમાંનો (ફીરશતા યા નબીમાંનો) કહે કે તેની નીચે મારી બંદગી છે, (એટલે અલ્લાહ પછી હું પુજવાને લાયક છું.) તો તેને હમો શિક્ષા આપીશું જહંનમની !! બે ઈન્સાફોને (જાલેમોને) અમો એવીજ (જહંનમની) શિક્ષા આપીએ છીએ." સુરા અંબીયા ૨૧; ૨૯,

**ફાયદો**-મુસલમાનો ! ખ્યાલ તો કરો કે કુરઆનમાં ફીરિશતા અને પેબમ્બરોનો આવો હાલ છે અલ્લાહ તઆલાથી વધીને બોલી શકતા નથી, ને તેની જલાલ (મોટાઇ) ની ની રૂબરૂમાં ડરે છે. ખુદાની મરજી વગર કોઈની સીફારશ

કરી શકતા નથી. અને આ વખતના જાહેલ મુસલમાન અદના અદના પીરોને માલિક અને મુખત્યાર સમજી સર્વ હાજતો તથા મુરાદો તેઓ પાસેથી માંગે છે અને પોતાના પીરોની શફાઅતની ઉમેદ પર ખુદાના ગુનાહોથી ડરતા નથી. અને કેટલાક મરદુદ જાહેલ પીરઝાદા; કેટલુંક લઈને પોતાના મુરીદોના ગુનાહ બક્ષી દે છે. [ અને તેમ સમજાવે છે.] અને માફીની સનદ પણ લખી આપે છે. ખુદા તેઓ પર લઆનત કરે તેઓએ તો શૈતાનના પણ કાન કાપ્યા ! !

ખુદાતઆલાએ ફરમાવ્યું "અલ્લાહુનેજ પોકારવું સાચું છે. અને જે કોઈ તેના સિવાય કોઇને પોકારે તેઓ કાંઈ પણ તેમના કામને પોહોંચતા નથી. પણ જેમ કોઇ પાણીના તરફ બને હાથોને પસારી રાખે કે, તે તેના મ્હોમાં આવી જાએ. પણ તે [એમ] કદી પોહોંચનાર નથી. અને કાફિરોનું પોકારવું ગુમરાહીમાંજ છે." સુરાઃ રઅદ ૧૩;૧૪

**ફાયદો**—એટલે જો તરસ્યો નદીને કિનારે હાથ પસારીને પાણીને પોકારે કે, એ પાણી તુ મારા મ્હોડામાં આવી જા. તો તે કદી આવી શકશે નહિ. એવીજ તરેહ જે લોકો અલ્લાહ વગર લોકોને પોકારે છે તેઓ પણ મદદ કરી શકતા નથી. એટલે અખત્યારીમાં બને બરોબર છે. જેમ પાણીને આપો આપ મ્હોમાં ઘુસવાની શકિત નથી. તેમજ અલ્લાહ

તઆલાના સિવાય બીજા કોઈને મદદ કરવાની શકિત નથી. સુબહાન-લ્લાહ, અલ્લાહ તઆલા કેવી કેવી મિસાલો આપીને પોતાના બંદાઓને સમઝાવે છે. જો કોઈ એથી પણ નહિ સમજે તો તે માણુસ નહિ. પણ જનાવર છે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું!! "અને જો તને પોહોચવે અલ્લાહ કાંઈ નુકસાની તો તેને તેના વગર બીજુ કોઈ મટાડનાર નથી. અને જો તને કાંઈ ભલાઇ પોહોંચવે, તો તે દરેક ચીજ ઉપર શકિતવાન છે. અને તેજ પોતાના બંદાઓ ઉપર જોરાવર છે, અને તેજ ડહાપણુવાળો છે. અને ખબરદાર છે." [1] સુરા અનઆમ ૬,૧૭

**ફાયદો**—અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારી આપેલી તકલીફને કોઈ દૂર કરી શકતું નથી. અને આ વખતના નાદાન લોક મુશ્કેલીના વખતમાં ખુદાને છોડી તેના બંદાઓથી મદદ માંગે છે કોઈ હઝરત અબ્બાસ (રદી)ની હાજરી માને છે. કોઈ શાહ અબદુલ હકકનો તોશો કરે છે. કોઈ શાહ મદારનો મલીદો ચઢાવે છે (પણ) આટલું તો જાણુતા નથી કે, એઓ તો અલ્લાહના બંદા છે. તેમની શી શકિત કે તેની આપેલી તકલીફને તેઓ ઉઠાવે! હાં, કેટલાક જ્યારે

---

[1] નોટ—આ આયતની તફસીર તોહફતુલ હિન્દ ગુજરાતી પૃષ્ટ ૧૨૧માં વાંચવા લાએક છે. કીં. રૂા. ૨॥) લખો, મેનેજર-કુતુબખાના સાદેકીય્યા રાંદેર જી. સુરત.

ફારસીની એક બે કિતાબ ભણીને પોતાને ઘણો કાબેલ સમજે છે. તેઓ એમ બોલે છે કે, અમો પેગમ્બરો અને વલીઓથી જે મદદ માંગીએ છીએ તે એટલા માટે કે; વારૂ, શીડી વગર શું કોઇ, માળ ઉપર ચઢી શકે છે ? અમીર વજીરના વસીલા વગર શું કોઇ બાદશાહ સુધી પોહોંચે છે ? એનો જવાબ આ છે કે, બેશક શીડી વગર માળ ઉપર ચઢવું મુમકેન નથી તેવીજ તરેહ રસૂલ [સલ]ના હુકમને માન્યા વગર અલ્લાહને મળવું મુમકેન નથી, અને અલ્લાહના રસુલનો પહેલો હુકમ આ છે કે, અલ્લાહ વગર બીજા કોઇ પાસે મદદ ન માંગો અને મુરાદો ન શોધો, હવે ખ્યાલ કરો કે, તમોએ શીડીને છોડી કે અમોએ ? અને તમો અલ્લાહને બાદશાહના જેવા સમજો છો, તે ભુલ છે કેમકે બાદશાહ દરેક જગ્યાએ હરેક મુલકમાં પહોંચી શકતો નથી. હર કોઈની ગરજને પોતે એકી વખતે સાંભળી શકતો નથી. તે બીજા લોકોને કામ સોંપે છે અને સલાહ લેવામાં વઝીરનો ગરજવાન છે. પણ અલ્લાહ તો મોટી કુદરતવાળો છે, અને સલાહ લેવામાં કોઈનો ગરજવાન નથી. દરેક જગ્યાએ હાઝેર નાઝેર છે. દરેકની વાત સાંભળે છે. અને દીલોનો ભેદ શુધ્ધાં જાણનાર છે. તેને શું પરવાહ કે તે કોઇને પોતાનું કામ સોંપે. અથવા કોઇથી. સલાહ મનસુબો કરે અને ફરિશતા કે પેગમ્બરમાં આ શકિત નથી કે, હુકમ વગર કાંઇ બોલી

શકે. તે એકલો માલેક છે જબરદસ્ત શકિતવાળો છે, તેનો કોઈ વઝીર નથી અને ન નાએબ. સુબહાન-લ્લાહ ! તે પોતેજ જે ચાહે છે તે કરે છે. એટલા માટે તેના સિવાય કોઇને હાંક મારવી લાયક નથી. એવીજ તરેહ જો રસુલ(સલ)ને પોકારે તો તેમને (ખુદાએ) ઝાલેમ કહયા છે. પણ એ ઘણા ઝાલેમ છે કે, એથી પણ બ્હીતા નથી.

અલ્લાહતઆલાએ ફરમાવ્યું; અને અને "અલ્લાહ સિવાય કોઇ એવા ને ન પોકાર કે તે ન તારૂં ભલું કરે છે. અને ન તારૂં બુરૂં ફરી જો તું (તેમ) કરશે તો તેજ વખત ઝુલમ કરનારાઓમાંથી થશે" સુરા યુનોસ ૧૦, ૧૦૫.

**ફાયદો**—જ્યારે હુકમ થયો કે, અલ્લાહ વગર કોઈને ન પોકાર તો એથી જણાયું. કે; આ લોકોની જે ટેવ છે ઉઠતાં, બેસતાં ડગલું ભરતાં "યા રસુલલ્લાહ" "યા અલી" "યા અબ્દુલ કાદેર જીલાની" "યા મખદૂમ" કહે છે. અને તેઓને પોકારે છે તો તે છાજતું નથી, તે વખતે મુનાસેબ છે કે, (નબીયો, અને વલીયો, તથા બુજરૂગોની માફક એ પણ) "યા અલ્લાહ" કહે. જેમકે બીજી જગ્યામાં હકકતઆલાએ ફરમાવ્યું છે કે; "(મુસલમાનો) તે લોકો છે કે, ઉઠતાં બેસતાં તથા સુતાં અલ્લાહને પોકારે છે." ! ! અને આ તો કોઇ જગ્યા ફરમાવ્યું નથી કે, મુસલમાનો તે છે કે જેઓ ઉઠતાં બેસતાં 'યા મોહંમદ' 'યા અલી કહે. મુસલમાનોને લાઝેમ

છે કે, જે અલ્લાહ અને રસુલનો હુકમ હોય તે ઉપર ચાલે પોતા તરફથી કાંઈપણ વધારે નહિ, ઈસ્લામમાં ઘણી ખરાબી તો આથી આવી પડી છે કે, એ લોકો અલ્લાહ તથા રસુલનો હુકમ તો (પુછવા) દરીયાફ્ત કરતા નથી, ને પોતાની નાકેસ અકકલ ઉપર ચાલે છે.

અલ્લાહતઆલાએ ફરમાવ્યું અલ્લાહનેજ સિજદો કરવો (એટલે નમીને પ્રાર્થનાં કરવું) લાયક છે. તો અલ્લાહની સાથે કોઈને પોકારો નહી." સુરા જીન ૭૨; ૧૮.

**ફાયદો**—અહીંયાથી જણાયું કે; આ, જે લોકો છોકરાંઓની બીમારીમાં અથવા સખ્ત મુસીબતમાં કહેવા લાગે છે કે; યા અલ્લાહ, યા હુસેન ખબર લીજીયો." તે દુરૂસ્ત નથી, આ વખત અલ્લાહથીજ મદદ માંગવાની છે. માત્ર અલ્લાહશીજ દુઆ માંગવી જોઈએ. ! શું તમારા અલ્લાહથી કાંઈ કામ થઈ શકતું નથી કે, જેથી બીજાની પણ ગરજ પડી ? શું બુરી આદત થઈ ગઈ છે કે, "અલ્લાહની સાથે બંદાઓને મેળવી દે છે. કોઈ કહે છે, "અલ્લાહ રસુલ તામારૂં ભલુ કરે." કોઇ કહે છે. " અલ્લાહ મદાર તેરી મદદ પર રહે." "દાખલા તરીકે, કોઇ શખ્શ તમોને માન દઈ ગાદીએ બેસાડે, અને તેજ જગ્યાએ તમારી સાથે તમારા ગુલામને બેસાડે, તો વારૂં શું તમો ખુશી થશો ? જો જરા પણ અકલ હોય તો આની મતલબ સમજી લ્યો ! નબી (સલ) સાહેબે

ફરમાવ્યું કે, જ્યારે તું કાંઈ માંગવા લાગે તો અલ્લાહ પાસે માંગ, અને જ્યારે તું મદદ માંગવા લાગે તો અલ્લાહ પાસેથી માંગ." (સુબહાનલ્લાહ આ ફરમાન કેવો સાફ છે.)

કેટલાક શખસો આ જગ્યામાં શુબહ શક(સંદેહ)કરે છે કે જો પાક ખુદા સિવાય બીજા કોઇ પાસેથી મદદ માંગવી દુરૂસ્ત નહિ હોય; તો જોઈએ કે, હાકેમ આગળ ફરીઆદ કરવી, હકીમથી ઈલાજ કરાવવો, નોકર યા ગુલામ પાસે પાણી માંગવું, હાથમાં લાકડી રાખવી, પણ દુરૂસ્ત ન થાય કેમકે એ કામોમાં પણ ખુદા સિવાય બીજી ચીજોથી મદદ માંગવાની છે. એનો જવાબ આ છે કે, હક્ક તઆલાએ એ ચીજોને એજ કામોને માટે કારણ (સબબ) ઠેરવ્યા છે. પાણી પીવાને વાસ્તે પેદા કીધું છે. અને દવાઓને બીમારીઓ માટે; પણ મદાર સાલારને એ માટે પેદા નહિ કીધા કે; લોકોને અન્ન (રીઝક) અને છોકરાં આપ્યાં કરે. એટલુંજ નહિ પણ પેગમ્બરો, તથા વલીઓએ, સર્વ તે કામો કરતા હતા. એટલે હાથમાં લાકડી પણ રાખતા હતા. અને ઈલાજ પણ કરતા હતા. અને હક્ક તઆલાએ હમોને પણ એ કામોની મનાઈ કીધી નથી મતલબ કે ઈસ્તેઆનત એટલે મદદ માંગવી એવી તરેહની મના છે (અને દુરૂસ્ત નથી) કે; જેમાં શિર્ક લાગુ પડે, અને (અલ્લાહ સિવાઈ બીજાની) નઝર નિયાઝ કરવાનો અને માનત માનવાંનો વખત આવે.

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું "જેમની ખબર નથી એવાંઓ માટે તેઓએ હમારી આપેલી રોઝીમાંથી એક હિસ્સો ઠેરવ્યો છે. ખુદાની કસમ તેમને પુછ કરવામાં આવશે) જેના વિષે કલ્પના કરતા હતા. સુરાઃ નહલ ૧૬. ૫૬

**ફાયદો**—આ તે લોકોને માટે ફરમાવ્યું કે, જેઓ ખેતરમાં, જાનવરોમાં, અને સોદાગરીમાં અલ્લાહુતઆલા સિવાય કોઇની નઝર, માનતા, ઠેરાવતા હતા. જેવી રીતે આગલા લોક (હતા) તેવા હમણાં પણ મોજુદ છે. જાનવરોમાં હિસ્સો (ઠેરવે છે.) જેમ સઈયદ અહમદ કબીરની ગાય. શેખ સદદુનો બકરો અને મદારશાહની મરઘી અને ખેતરમાંથી અને વેહપારમાંથી પણ શાહ અબ્દુલકાદેર જીલાની અને મદારની ચપટી કહાડે છે. અને ઇમામ જામેન (રદી) નો પૈસો બાજુએ બાંધે છે. તો તેણે ફરમાવ્યું કે એ સર્વ અલ્લાહનો માલ છે. એમાં બીજા કોઇનો હક્ક નથી. તેના હુકમ વગર બીજા કોઈનો હિસ્સો પોતા તરફથી ન ઠેરવો.! 'હાં, **આ બેશક દુરસ્ત છે કે, એને અલ્લાહની નજર કરો. (એટલે અલ્લાહ માટે તથા અલ્લાહ વાસતે) અને તેનો સવાબ જે તમને મળે છે. તે તેમની રૂહની બક્ષી દો!!** પણ નામ ઠેરવવું કે આ ચીજ ફલાણા બુજરૂગની છે એ મના છે. (અને દોરૂસ્ત નથી.)

## ફ઼સલ બીજી.

## એમાં શિર્ક કરનારાઓની બુરાઇનું બ્યાન છે.

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું છે. "તેઓ અલ્લાહના સિવાય જેને પોકારે છે. તેઓ કાંઈ પેદા કર્તા નથી. પણ પોતે પેદા થાય છે. મુરદાં છે, અજીવ છે. અને તેઓને ખબર નથી કે કયારે કબરોમાંથી ઉઠાવાઇ શું? સુરા નહલ ૧૬, ૨૦, ૨૧

**ફાયદો**—આ જગ્યામાં હકકતઆલા મુશરેકોની હીમાકત અને નાદાની (મુર્ખાઇ) બ્યાન કરે છે. એટલે મદદ માંગવા અને પોકારવાને લાએક તો તે ઝાત છે કે; જેણે કાંઇ પેદા કીધું હોય; અને જીવતો પણ હોય; (પણ) મુશરિક (ખુદાના ભાગયા ઠેરાવનારા) એવા બેવકુફ (મુર્ખ) છે કે; જે મરેલાં છે જેમાં જીવ નથી તે બીજાને શું પેદા કરે; પણ પોતેજ પેદા થયલા છે તેવાઓને પોકારે છે!! એવીજ તરેહ હમારા જમાનામાં (દીનથી) જાહેલ મુસલમાન મરેલા બુજરૂગોથી હાજત માંગે છે. પણ સમજતા નથી કે તેઓ પોત્તે પોતાના જીવવા મરવામાં બીજા કોઇના ગરજવાન છે. તે બીજાઓની શું મદદ કરશે!! મીસલ છે કે, "પીર ખુદ દરમાંદે શફાઅત કીસકી."

કેટલાક જાહેલ જે પોતાને લાયકીવાળા સમજે છે. તેઓ એમ કહે છે કે, ખુદાના પેગમ્બર(સલ)ના વખતમાં અરબના

કાફિરો બુત પુંજતા હતા અને તેમની મદદ માગતા હતા. તો અલ્લાહ સુબહાનહુએ કુરાનમાં બુતોની મદદ માંગવાથી બેશક મનાઇ કીધી. પણ ઓલીયા અને અમ્બીયાઓથી મદદ માંગવાની કાંઇ મનાઇ કરી નથી. એનો જવાબ આ છે કે, હક્કતઆલાએ જયાં શિર્કની મનાઇ કીધી છે. ત્યાં શબ્દ "મિન–દુનીલ્લાહ"નો ફરમાવ્યો છે. એટલે ખુદાના સિવાય કોઇની મદદ ન માંગો, અને કોઇને ન પુંજો, તો એમાં સર્વ બુત, વલીયો, અને અમ્બીયાઓ પણ આવી ગયા. પણ કોઇ આયતમાં એમ ફરમાવ્યું નથી કે, તમો પોતાની હાજતો બુતોથી ન માંગો. અને મારા પીર પેગમ્બરોથી માંગો. પણ તેમ ન કરતાં પોતાની પાક ઝાત વગર બીજો કોઇ પણ હોય તે સર્વથી (મદદ માગવી) મનાઇ કીધી છે? અને મદદ તો તેથી માગે કે, જેને કાંઇ પણ અધિકાર હોય? પણ હકતઆલા તો પહેલી આયતમાં સાફ બ્યાન કરી ચુકયા છે કે, પેગમ્બર જેવાને પણ પોતાના જાનનો પણ કાંઇ અધિકાર નથી. બાપડા મદાર સાલારને (અલ્લાહુનીજ અખતિયારી હોવા છતાં) કોણ પુછે, અલ્લાહની સામે આજિઝ થવામાં, અધિકારી નહીં થવામા, હમો, વલી, અને પેગમ્બર સર્વ બરાબર છીએ,!! હા, રૂતબામા ઘણો ફરક છે. તેઓ (ખુદાના) મકબુલ છે, અમો ગુનેહગાર છીએ, તેવણ અમારા નબી, સરદાર છે, અને અમો તેમની ઉમ્મત ફરમાબરદાર છીએ

જેમકે અદના સિપાઇ અને સુબેદારના રૂતબામાં આસમાન ઝમીનનો ફરક છે. પણ નોકર થવામાં બંને બરાબર છે. *

અલ્લાહતાલાએ ફરમાવ્યું "હવે કુફર કરનારાઓ શું સમજી ગયા છે કે તેઓ મારા સિવાય મારા બંદાઓને હીમાયતી કરે છે, અમોને કૂફર કરનારાઓ માટે દોઝખની મહેમાની (પ્રોણાગત) તૈયાર કીધી છે." સુરા કહફ ૧૮; ૧૦૨.

**ફાયદો**—હઝરતના વખતમાં કાફિરો બે તરેહના હતા તેમાંના ઘણા બુતોને પુંજતા હતા અને કેટલાક પેગંબરોની રૂહને. જેમકે હઝરત ઈસા અને હઝરત ઓઝેર (અલે) ની રૂહને પુજતાં હતાં. અને તેથી ગરજો માંગતા હતા. તો

*દોઆ કરતી વેળા બુઝુરગોને દીનનો વસીલો લેવો દુરસ્ત છે એમાં કોઇને પણ વાંધો નથી જેમકે દોઆ કરતી વેળા કહે કે "એ અલ્લાહ તારા હબીબના તોફેલથી અથવા વસીલાથી અમારી દુઆ કબુલ કર !! તો એ દુરસ્ત છે. એની એક મીસાલ આપું છું તેથી તમને વધુ સમજ પડશે! એમ સમજો કે કોઇ માણસની હાકેમની સામે હાજરી થઇ હોય અને તેમા હાકેમનો વહાલો છોકરો પણ બેઠેલો હોય તે વેળા અરજદાર જો હાકેમને એમ કહે કે સાહેબ આ તમારા બચ્ચા ઉપર જેવી તમારી દયા અને રહમની નિગાહ છે તેવી મારા ઉપર રાખી મારા ઉપર રહમ કરશો !! તો આ રીતે કહેવાને તે છોકરાનો વસીલો પકડવો કહીશું પણ હાકેમ સાથે વાતચીત કરવામાં હાકેમના છોકરાનો કંઇપણ દાખલ નથી.

અબદુર રહમાન.

અલ્લાહ તઆલાએ બંનેને કાફેર કહ્યા, અને એ આયતમાં તેઓને ગુસ્સાથી ફરમાવ્યું કે, એ લોકો ઘણા બેવકુફ (મુર્ખ છે. મારા બંદાઓને મારા સિવાય પોતાના હીમાયતી ઠેરવે છે. એટલે વલીયો અને પેગમ્બરો જો કે, પાક લોક છે. પણ આખર મારા બંદા છે. મારા છતાં તેઓ થી હિમાયત ચાહવી ક્યારે લાયક થાય ? વારૂ, ધ્યાન તો કરો કે, મીઆં (માલેક) છતાં મીયાંની ચીજને તેના ગુલામ પાસે માંગવી એ કેવી મોટી નાદાની છે. !! પણ એમ જાણવું જોઇએ કે, વલીયો અને નબીયોનો એક તરેહનો વસીલો પકડવો દુરૂસ્ત છે. ખુદાની હજુરમાં એમ અરજ કરે કે, "ઈલાહી મોહમ્મદ મોસ્તફા [સલ)ના તોફેલથી અથવા અલી મુરતઝાના તસદદો-કથી મારી ફલાણી હાજત પુરી કર." આ રીત સિવાય (તેવણુથી માંગવું) હરગીજ દુરૂસ્ત નથી.

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું, "ઓ લોકો! એક મીસાલ (દ્રષ્ટાંત) કહેવાય છે તેને સાંભળો, ખુદા વગર જેને તમો પોકારો છો તેઓ એક માખી પણ બનાવી શકતા નથી જો તેઓ બધાં ભેગા થાય તોએ. અને જો માખી તેઓ પાસેથી કાંઇ છીણવી લે તો તેથી તેઓ છોડવી શકે નહિ! માંગનારો અને જેની પાસેથી માંગે છે (તે બંને) કમજોર છે. અલ્લાહની કદર જેવી જોઇએ તેવી તેઓએ બુઝી નથી. બેશક અલ્લાહ જોરાવર જબર-દસ્ત છે." સુરા હજ્જ ૨૨, ૭૩, ૭૪

**ફાયદો**—એટલે જે લોકો અલ્લાહ વગર બુતોથી અથવા પીરોથી મુરાદો માંગે છે. (તેઓ વિષે) અફસોસ છે. કે; અલ્લાહની કદર જેવી જોઇએ તેવી તેઓ સમજતા નથી, જો સમજતા હોત તો અલ્લાહ જેવા જબર–દસ્ત જહાનના પૈદા કરનાર હોવા છતાં આ બીચારા તાકત વગરના, કે જેઓથી એક માખી જેવી બની શકતી નથી. તેઓ પાસેથી શા માટે હાજતો માંગે છે. જે કોઈ બાદશાહના હોવા છતાં ફકીર પાસે ભીખ માગે તેની સમજબુધ્ધિ ઉપર ખાક પડે!!

અલ્લાહતઆલાએ ફરમાવ્યું "અને જે લોકો અલ્લાહ વગર શરીકોને (ભાગ્યાઓ ઠેરવીને) પોકારનાર છે, તેઓ ખ્યાલોનીજ પાછળ પડયા છે. અને તેઓ અટકલોનેજ દોડાવે છે." સુરા યુનોસ ૧૦, ૬૫

**ફાયદો**—એટલે જે કોઈ અલ્લાહ વગર બીજા કોઈને મદદ માટે પોકારે છે; તેઓ તદન અકલથી કોરા છે. (અને અકલ વગરના છે) બુત પૂજકો આટલું તો સમજતા નથી કે, આ બુત તો પત્થર છે. એઓની આગળ જે ગાય છે, વગાડે છે અને હાજતો માંગે છે, પણ તેઓ શી રીતે સાંભળશે ? પોતે (બુતો) તો (અમુક) જગ્યાથી હાલી ચાલી શકતા નથી. તેઓ અમારી મદદ શું કરી શકશે ? એવીજ તરેહ જાહેલ(અભણ)મુસલમાનોને ગાંડપણ લાગ્યું છે કે, બુઝરગોની કબરોને પૂજવા લાગ્યા છે. અને એઓ સમજે છે કે; નબીએ,

વલીયો ખુદાતઆલાના કારખાનામાં મુખ્તીયાર છે. જેને ચાહે છે તેને આપે છે, આ સમજતા નથી કે તે બંદાઓ પોતે હરેક ચીજમાં ખુદાતઆલાના મોહતાજ હતા. તેઓ કયાંથી મુખ્તીયાર થઈ ગયા. અને એવીજ તરેહ કેટલાક મરદોએ અને ઓરતોએ પોતાના ખ્યાલથી જીન્ન, પરીને તરાશીયા (ઘડયા) છે. દરિયાપરી, શાહપરી, આસ્માનપરી, એવાં એવાં તેઓનાં નામ પાડયાં છે (તોબા તોબા) જો કોઇ એ મુર્ખાઓને પુછે કે, તમોએ તમારી આંખોથી જોયાં છે? અથવા શું ખુદા, રસુલે તમને બતાવ્યાં છે? ત્યારે તમો તેને કયાંથી સમજ્યા કે તેઓને પુંજવા લાગ્યાં? આ જગ્યાથી જીન્નોની હસ્તિનો ઈનકાર કોઇ સમજે નહિ. કેમકે જીન્નોની હસ્તિની સાબેતી તો કુરઆનથી સિધ્ધ છે. પણ શાહપરી, આસ્માન પરી, જે નામો પોતાના તરફથી ઠેરવ્યા છે, અને તેની માનતા માને છે, તેમાં તકરાર છે. એવીજ તરેહ હિંદુ. તથા જાહેલ મુસલમાનોની ઓરતો અને કેટલાક જાહેલ મુસલમાન ઓરતના ગુલામો, (ઓરતના મુરીદ) શીળીની બીમારીમાં પોતે પણ બુત પુજે છે અને માલણને પણ બોલાવે છે અને જો એમ થયા કરતે. કે મુસલમાનોના છોકરા શીળીના રોગમાં મર્યા કરતે. અને હિંદુઓના જીવ્યા કરતે તો છોકરાવાળો મુસલમાન દુન્યાદાર બુત પુજવાં વગર શાયદ બાકી રહેતે. આ સમજતા નથી કે, જેવી ઝેરીલી બીજી

બીમારીઓ છે તેવી શીળી પણ છે. આથી અને મુરદાર દેવી ભવાનીથી સંબંધ શો? મતલબ કે અલ્લાહુતઆલાએ સાચું ફરમાવ્યું છે કે, જે લોકો શીરક કરે છે, તેઓ મોટા ગધેડા હોય છે. તેઓ ફકત પોતાના વહેમ અને ખ્યાલપર ચાલે છે. એઓની પાસે ન કોઈ દલીલ (પ્રમાણ) છે. અને ન કોઈ સનદ છે. હકીકતમાં જો એઓ અહમક-મુર્ખ ન હતે, તો ખુદા જેવા માલીકને મુકી અહી તહીં કેમ ભટકતે.

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું 'તું કહે(એ મોહમ્મદ (સલ) મુશરેકોને)વારૂં જુઓ તો અલ્લાહ સિવાય જેને તમો પોકારો છો. મને તમો દેખાડો કે, તેઓએ જમીનમાં શું પેદા કીધું છે? શું આસ્માનમાં તેઓનો ભાગ છે? આ કુરઆન પહેલાંની કોઈ કિતાબ અથવા ચાલ્યો આવેલો ઈલમ તમો મારી પાસે લાવો, જો તમો સાચો છો." સુરા અહકાફ ૪૬, ૪

**ફાયદો**—જેમ તે વખતમાં લોકથી પુછાયું હતું તેમ આ વખતના લોકોથી પુછવું જોઇએ કે અકલની આગળ તો તેવાથી માગણી કરીએ કે જેની જાહેરમાં કાંઈ કુદ્રત પણ દેખાતી હોય તમો જે ઇમામ પીરથી મદદ માગો છો તે શું સમજીને? વારૂં બતલાવો કે હઝરત અબ્બાસે [રદી] કયુ અસ્માન પેદા કીધું? અને અબદુલ કાદેર જીલાની [રહ] એ કયો દરિયો વહેતો કીધો? અને સૈયદ સાલારે (રહે) કઈ આંખી બનાવી. અને શાહમદારે (રહ) કઈ કીડી પેદા કીધી?

અને જ્યારે એઓથી કાંઈ બની શકતું નથી તો ફરી તમો કેમ ગુમરાહ થયા. અને કેમ તેઓની મુરાદો માંગવા લાગ્યા અને કુરઆન મજીદથી કઇ કિતાબ વધારે છે કે, જે પર તમો ચાલો છો. અથવા આ બુઝરૂગોએ તમને કહ્યું છે કે હમો મોટી કૂદ્રતવાળા છીએ; હમારાથી તમારી હાજતો માગ્યા કરજો. ખુદાને વાસ્ને જરાતો આંખો ખોલો, હોશ સંભાલો, તમારી પાસે એ વિષે કાંઈ સનદ છે. ?!!!

ઘણા નાદાનો એવી વાત સાંભળીને કહે છે કે, અમો જે હમારા પીરોથી માંગીએ છીએ તો હમારી ગરજ સરે છે. જુઓ ફલાણી વખતે હમોએ શાહ મદારથી છોકરો માંગ્યો હતો તો હમોને મળ્યો, અને એકવાર નાવડી ડુબવા લાગી તો હમોએ સૈયદ સાલારને બુમ પાડી તો તેવણે બચાવી લીધા. તો એવી વાતોથી હમોને જણાયું કે, તેઓને મોટી કુદ્રત છે. એનો **જવાબ** આ છે કે, જેવી રીતે તમો કહો છો તેવી રીતે હિંન્દુઓ પણ કહે છે કે, જે મુરાદો હમો ભવાની દેવીથી માંગીએ છીએ તો તે હમોને મળે છે! તો જોઈએ કે તેને પણ તમો પુંછો કે, જેવી તમારા પીરોને કુદ્રત છે તેવી બુતોને પણ છે. ઇલાહિ તૌબા? શેતાને કેવા ગુમરાહ કીધા છે કે, અસલ વાતને તદન સમજતા નથી. પણ તેની આવી તરેહની મીસાલ છે કે જેમ એક નાંનો છોકરો દુધ પીવાને લીધે પોતાની દાઈ સાથે હલી ગયો છે.

મીઠાંઇ વગેરે જે ચીજને તે છોકરાનો જીવ ચાહે છે તે પોતાની દાઇને કહે છે. અને બાપ જાણે છે કે દાઈ તેની માંગેલી ચીજ કયાંથી લઇ શકશે જેથી તે પોતે તેને લઈ આપે છે એ છોકરો સમજે છે કે, મને મારી દાઇએ આપ્યું તો એવીજ તરેહ અલ્લાહની તો પોતાના બંદા ઉપર બાપથી પણ વધારે મહેરબાની છે. અને તેની હાજતોને ખુબ જાણે છે, જેથી તે પોતાના કરમ (અને કૃપા)થી બરલાવે છે. અભાગ્ય હિંદુ તેને બુતોથી સમજે છે. અને જાહેલ મુસલમાન પોતાના પીરોથી! પણ મુનસફીની વાત એ છે કે, "જેનું ખાએ તેનું ગાએ.

અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે. "અલ્લાહસિવાય એવા ને જે પોકારે કે, તેને તેની ફરિયાદ કયામત સુધી પોહોંચે નહિ. તેથી વધારે ગુમરાહ (માર્ગથી ભટકેલો) કોણ છે? અને તેઓ તેઓના પોકારથી અજાણ છે. અને જ્યારે (કયામતમાં) લોકો ભેગા થશે તો તે (બુતો વિગેરે) તેઓના દુશ્મન થશે, અને તેઓના પુંજવાથી નકાર કરનાર થશે. સૂરા અહકાફ ૪૬;૫

**ફાયદો**—એટલે અલ્લાહ સિવાય કોઇને કંઈ અખત્યાર નથી. ત્યારે જે લોકો બુતો અને બુઝરૂગોની પાસે માંગે છે, તેઓ જો કયામત સુધી પોકાર્યા કરે તો તેઓથી કાંઈ બનવાનું નહિ. અને મદદ તો તે કરે છે કે, જેઓને એમના હાલની ખબર હોય; તે અલ્લાહતઆલાએ ફરમાવી દીધું કે, તેઓને આ લોકોના પોંકારવાની ખબર પણ થતી નથી, કે

કોણ અમારી પાસે ફરિયાદ કરે છે. એટલે ગૈબની (ત્રીકાળની છુપી) વાત જાણવી અને દરેક જગ્યા હાજેર નાજેર રહેવું, એ અલ્લાહની શાન છે. બંદા અગર જો પેગમ્બર હોય પણ અલ્લાહના બતાવ્યા વગર શું જાણે? લોકો અજબ નાદાન છે કે, (સેંકડો) કોસ અને મંજલોથી બુઝરૂગોને પોકારે છે કે "ઓ ફલાણા હઝરત" અમારી મદદ કરો. પણ તેઓ આટલું સમજતા નથી કે, તેઓ આટલે દુરથી શી રીતે સાંભળશે. શું તેઓ જગતમાં ફરતા ફરે છે? અથવા ખુદાની પનાહ શું તેઓ ખુદા છે કે બધાં જહાનમાં હાજેર નાજેર રહે છે? જીવતા હતા ત્યારે તો આઘેની વાત પણ સાંભળતા નહોતા હવે મરવા પછી બધુંજ સાંભળવા લાગ્યા? અને વધુ આશ્ચ-યની વાત તો આ છે કે, લોકો દુનિયામાં ખુદા સિવાય જેને પોકારતા હતા કે નિયાજ માનતા હતા, તેઓની પાસે કયામ-તમાં જશે હકક તઆલા ફરમાવે છે કે તેઓ તેઓથી ગુસ્સે થશે. અને કહેશે કે તમો જુઠા છો; અમોએ તમોને કયારે કહ્યું હતું કે તમો પોતાની મતલબો અમારી પાસે માગ્યા કરજો? વારૂં બતાવો કે હમોએ એને કંઈ કિતાબમાં લખેલું? હમારી શું મકદુર કે, હમો અલ્લાહતઆલાના કારખાનામાં દખલ આપીએ હમારી બલાથી જેવું તમારૂં કીધેલું તેવું તમો ભોગવો!!

કેટલાક નાદાન જ્યારે આ સાંભળે છે કે, અલ્લાહતઆલા સિવાય કોઈ નબી વલીને ગરજ સારવાની શકિત નથી તો કહે

છે કે, આ લોકો બુઝરૂગોથી નકાર કરનાર તથા બેઅકીદા છે. તેનો **જવાબ** આ છે કે, ખુદાની પનાહ (મઆ ઝલ્લાહ) અમો તેઓથી બે એતેકાદ નથી, અમો આટલું જાણીએ છીએ કે, તેઓ ખુદાના મકબુલ બંદા છે. તેમને પણ ખુદાની ગુલામી અને ફરમાં બરદારીથી મરતબો મળ્યો છે. પણ તમારી માફક અમો ખુદાતઆલાના કામમાં તેઓને મુખ્ત્યાર ( કે અધીકારી ) જાણુતા નથી. અને ખરી વાત આ છે કે, જેની સાથે કોઇ મોહોબ્બત અને અકીદો રાખે છે. તો તો તેનો માર્ગ અખત્યાર કરે છે. તો જો તમોને નબીયો (અલે) સાથે તેવો સાચો અકીદો હને તો તમો તેઓના ફરમાન ઉપર ચાલતે અને પોતાના તરફથી તેઓના વગર હુકમે કાંઇ કલ્પના કરતે નહિ ? ! !

સર્વ જાહેલોની એવી ટેવ છે કે, જ્યારે કાંઈ જવાબ બનતો નથી, અને તકરારમાં બંધ થાય છે તો લાચાર થઈને છેવટમાં એમ જવાબ આપે છે કે, આ જે તમો કહો છો કે, અલ્લાહ સિવાય કોઈ પેગમ્બર પાસે મુરાદો માંગવી દુરૂસ્ત નથી. એ વાત તો નવી છે. હમોએ હમારા બાપદાદાથી કદી સાંભળી નથી ? શું પહેલાં આલેમ ફાઝેલ નહોતા ? તમો શું નવા પેદા થયા છો ? એનો (**જવાબ**) આ છે કે, હમો એ બાબતમાં કુરઆનની આયતો બયાન કરીએ છીએ કે જે કુરઆન હઝરત સલ્લ)ઉપર ઉતરવાને બારસો (પણ હાલ ૧૩૪૯) વર્ષ થયાં છે

અને જે ઇમામો અને પીરોથી તમો માંગો છો, તેઓ પેગમ્બર (સલ) પછી પેદા થયા છે. જરા ગુસ્સાને રોકો. ઈન્સાફ કરો કે, હવે તમારી વાત નવી છે કે હમારી? અને દરેક વખતના આલેમ ફાજેલ શિર્કની બુરાઈઓને પોતાની કિતાબોમાં લખતા આવ્યા છે. આજ સુધી કોઇ દીનદાર આલેમે કહ્યું નથી કે, અલ્લાહ વગર કોઈ વલી, યા નબીથી પણ મદદ માંગવી દુરૂસ્ત છે. અને કુરઆનથી વાકેફગાર આલેમ કદી (પણ) કહેશે નહિ. અને જો તમોને અમારા કહેવામાં કાંઇ શક હોય તો કોઇ (દીનદાર) આલેમ ફાઝેલથી કુરઆન શરીફની આ આયતોના માયના (મતલબ) પુછે. જુઓ, તે પણ અર્થ બયાન કરે છે, અથવા કોઇ બીજા? શીયા સુન્ની સર્વ એ બાબતમાં એકેમતે છે. શિર્કમાં કોઇને વાંધો નથી. અને તમો તમારા બાપદાદાથી સાંભળો શું? જેવા તમો દીનથી જાહેલ છો, અને કુરઆન હદીસના માયના જાણતા નથી. તેવાજ તેઓ પણ હશે. વારૂં આંધળો પણ કોઇ ઠેકાણે આંધળાને માર્ગે લગાડે છે? અને ઇન્સાફ તો આ છે કે, હમો ઈમાન હઝરત મોહમ્મદ(સલ)ઉપર લાવ્યા છીએ. કંઇ બાપદાદા ઉપર ઇમાન લાવ્યા નથી કે તેઓની વાત માનીએ જો બાપદાદાનો માર્ગ પેગમ્બરને મુવાફિક હોય તો અમો તેના તાબેદાર છીએ અને નહિ તો મોહંમદ(સલ)ને રસતે ચાલીશું કે જેવણનો તરીકો સર્વ તરીકાથી બેહતર છે.

વારૂ અમો તમને પુછીયે છીએ કે, જો તમારા બાપ દાદા કંગાલ હોય, રોટીના મોહતાજ હોય, અને તમને ખુદાએ પોતાના કરમથી માલ અને દોલત દીધી હોય તો તમો તે માલને રાખશો. અથવા એજ કહી ફેંકી દેશો કે હમારા બાપદાદાની પાસે માલતો નહોતો જેથી હમોને પણ લેવું નહિં જોઇએ, સુબ્હાનલ્લાહ? દીનને કબુલ કરવામાતો બાપદાદા યાદ આવે છે. અને માલ લેવા તૈયાર. અને અજબ ઇ-તેફાક (અને વખતમાં મલતાપણું) છે કે, જેવી રીતે હમણાંના જાહેલ મુસલમાન બાપદાદાની રીત રીવાજને દલીલ પકડે છે, અને મના કરનારને જવાબ આપે છે, તેવોજ મક્કાના કાફિરો ખુદાના પેગમ્બર (સલ)ને જવાબ આપતા હતા, જેમકે એનું બયાન આ આયતમાં છે.

અલ્લાહતઆલાએ ફરમાવ્યું: "અને જ્યારે, તેઓને (કાફિરોને) કહેવાયું કે ખુદાએ જે ઉતાર્યું તેની પૂઠે લાગો તેઓ કહે છે ના! હમો તેની તાબેદારી કરીશું કે જેના ઉપર હમોએ હમારા બાપદાદાને જોયા.! અને વારૂ, તેઓના બાપદાદા કાંઇ અક્કલ રાખતા ન હોય, અને કાંઇ માર્ગની ખબર નહિ રાખતા હોય તોએ? સુરા બકર ૨; ૧૭૦

**ફાયદો**-એટલે બાપદાદાની તાબેદારી તેટલાં દરજે સારી છે કે, જેમાં જહાલત (દીનથી વિરૂધ્ધ) ન હોય અને જ્યારે જણાય કે, તેમની રીત તદન ખુદાના હુકમને

વિરૂધ્ધ છે તો ફરી તે ઉપર કદી ચાલવુંજ નહીં જોઇએ. “ગજબની વાત છે કે, મોહમ્મદ (સલ)નો તો કલમો પઢીએ અને શેખ શદદુને માર્ગે ચાલીએ.

અલ્લાહતઆલાએ ફરમાવ્યું અને જ્યારે એકલા અલ્લાહનું નામ લેવાય તો આખેરત ઉપર ઈમાન નહી લાવનારાઓના દીલો રૂંધાઈ જાય છે, અને જ્યારે તેના સિવાય બીજાઓના નામ લેવાય તો ફરી તેઓ ખુશી થાય છે,” સુરા ઝોમર ૩૯;૪૫

**ફાયદો**—અફસોસ છે કે, હમણાના જાહેલ મુસલમાનોને પણ આગલા કાફિરોના જેવી આદત થઈ ગઈ છે કે, ફક્ત અલ્લાહના ઝિકરથી એઓ પણ ખુશ થતા નથી. એટલે જ્યારે તેઓને કહો કે ખુદા વગર કોઈને કાંઈ અખત્યાર નથી, અને કોઈની નઝર માનતા કરવી દૂરૂસ્ત નથી. તો મ્હોં કડવું કરીને સુન થઈ જાય છે, અને જ્યારે ખુદાતઆલા સિવાય મદાર, સાલારના ઝુંડાની નિશાનનું ઝિકર આવે છે ત્યારે થાય છે. ! !

કેટલાક કુરઆનથી અંજાણ કહે છે કે, નબીયો, વલીઓ આપો આપ (મુસ્તકેલ) પોતે માલેક તો નથી, પણ માનતા માનીને તેમની નઝર સુખ કરીએ. અને હાજતો માંગીએ આવી નેઅતથી માંગીએ છીએ કે, એઓ અલ્લાહના હુકમથી, જરૂતની અરજો પુરી કરે છે સો દુરૂસ્ત છે. એનો જવાબ આ છે કે જો તમો સાચા છો તો કુરઆનની કોઇ આયતથી, અથવા

કોઈ હદીસથી એ વાતને સાબેત કરો કે, (ખુદાએ એમ કહ્યું હોય કે) મેં નબીયોને, વલીયોને પોતાના તરફથી મુખત્યાર કીધા છે. તથા અધિકારી આપી છે. મારા હુકમથી પાણી વરસાવે છે. ઓલાદ આપે છે. બીમારોને સારાં કરે છે તેમની માનતા કરીને લોકો નઝર નીયાઝ કર્યા કરે અને જ્યારે કુરઆન હદીસમાં નથી તો પોતાના તરફથી મનઘડત કહેનાર થયા, અને ઘણું ભુંડું કરનાર થયા. મુસલમાનોને લાઝેમ નથી કે, પોતાની અલ્પ બુદ્ધિ (નાકેસ અકલ)થી દીનમાં દખલ દે! હા, અલબત, હકક તઆલાએ ફરમાવ્યું છે કે ફીરશતા ઘણાં ખરા કામો ઉપર મુકર્રર થયા છે. પણ આ અખત્યાર તો તેમને પણ નથી કે, જે ચાહે તે કરે જે જે કામ ઉપર જેવો હુકમ થાય છે તેવું તેઓ કરે છે. હવે કોઇ શખ્સ ફીરશતાઓને મુકર્રર થયલા જાણી કાંઇ માંગે તો તેની નાદાની છે. કારણ કે, એઓ તો તદન (અખત્યાર)છે. અને હુકમને તાબે છે.

અને આ જાણવું જોઇએ કે હઝરત (સલ)ના વખતમાં મુશરિકો આ કહેતા હતા કે બુતો ખુદાની બરાબર છે. તેઓ પણ એજ કહેતા હતા કે સર્વનો માલીક અલ્લાહ છે. પણ બુતો અમારી ભલામણ કરનાર છે. તેના હુકમથી અમારી હાજતો પુરી કરે છે. જેમકે નીચેની આય-તમાં બ્યાન થયું છેઃ—

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું "અલ્લાહુનેજ માટે ચોખી બંદગી (પ્રાર્થના) છે. અને જેઓએ તેના વગર બીજાઓની હીમાયતી કરી લીધી છે, (તેઓ કહે છે કે) અમે તેઓને એટલા માટે પૂજીએ છીએ કે તેઓ અમોને ખુદાની તરફ પાસેના દરજ્જાએ પોહોંચાવે." !! અને એવીજ રીતે બીજી આયતમાં છે. અલ્લાહુતઆલાએ ફરમાવ્યું "અને તેઓ પુંજે છે ખુદા વગર બીજાને કે, જેઓ ન તેઓને નુકસાની આપે. અને ન તેઓને લાભ આપે અને અને કહે છે કે, એઓ અમારા સીફારશી ભલામણ કરનારા છે ખુદાની આગળ. ! તું કહે (એ મોહમ્મદ (સલ)શું તમો ખુદાને ખબર આપો છો. જેની તેને ખબર નથી કેથે ન આસમાનમાં અને ન જમીનમાં? તેને પવિત્રાય છે! અને જે શિરક કરો છો તેથી તે દુર છે." સુરાઃ યુનોસ, ૧૦;૧૮

**ફાયદો**—આ બંને આયતોથી સાફ જણાયું કે, અરબના કાફિરો બુતોને ખુદાની બરાબર સમજતા નહોતાં, પણ તેઓને સર્વ કામના કારીંદા તથા મુખત્યાર સમજીને તેઓની નઝર નિયાજ (માનત) કરતા હતા. તો ખુદા તઆલાએ તેને ખણુ શિરક ફરમાવ્યું. સુબહાન—લ્લાહ? જે શિરકને મટાડવા કુરઆન શરીફ ઉતર્યું, અને ખુદાના પેગમ્બરો કાફિરોથી લડયા, તેજ શિરક હમણાના જાહેલ મુસલમાનો પણ કરવા લાગ્યા. (બંનેમાં) ફરક માત્ર આટલો છે કે, તે કાફિરો

બુતોથી હાજતો માંગતા હતા. અને હમણાના લોક બુતોથી તો માંગતા નથી, પણ પીરોથી માંગે છે. તેની તેજ મીસાલ છે કે, "ગાય બંને રીતે મરે કસાઈથી છુટે તો વાઘને પાલવે પડે. *" જેમ કાફેરો કહેતા હતા કે સર્વનો માલેક અલ્લાહ છે. અને ફરી તેને છોડીને બીજાઓની મદદ માંગતા હતા તેમજ આ લોકો! પણ મતલબ કે શેતાન માણસોનો જાની દુશમન છે. તે સારૂ કદી ચાહતો નથી કે, આદમી અલ્લાહ સુધી પહોંચે. કોઈને બુતની પાસે અટકાવે છે, અને કોઇને પીરની પાસે. મુળ મતલબ (ખુદાના માર્ગથી)બંને આઘા પડયા.

અલ્લાહતઅલાએ ફરમાવ્યું. "અલ્લાહે એક મિસાલ બયાન કીધી. એક એવો શખ્સ (ગુલામ) છે કે જેમાં કેટલાક ભાગીદાર જીદ્દીઓ છે. અને એક શખ્સ (સેવક) એવો છે કે; પુરો એક શખ્સનો છે, વારૂ, શું તે બંને બરાબર છે

* કોઇ માણુસ એમ કહે કે, મોલવી સાહેબે પીરને અને બુતને સરખા ગણ્યા. તેનો જવાબ કે મોલવી સાહેબ બંનેને સરખા ગણતા નથી, પણ એમ કહે છે. કે, એમાંથી કોઇની બંદગી કીધી કે ઇમાન જાય છે દાખલા તરીકે એક રોજદાર માણુસ જો ધુ ખાશે તો તેનો રોજો જશે, અને મીઠાઇ ખાસે તો પણ તેનો રોઝો જશે. તો શું એથી "મીઠાઇ અને ધુ" સરખા થશે ?

મિસાલમાં ? સર્વ તારીફ અલ્લાહુનેજ માટે છે પણ ઘણાં લોક જાણુતા નથી” સુરા ઝોમર. ૩૯;૨૯.

ફાયદો—જે શખ્સ કંઇ એકનો ગુલામ હોય તેને પોતાનો કોઈ નહિ સમજે તો તેની પુરી ખબર પણ કોઇ લે નહીં, અને જો તે ગુલામ કોઈથી કંઈ માંગે તો તે એક બીજા ઉપર નાંખે કે બીજાઓથી પણ માંગ. શું તું એકલો મારોજ ગુલામ છે ? અને જે શખ્સ એકનો ગુલામ હોય તો તે તેને પોતાનો સમજી તેની પુરી સંભાળ રાખે છે. કેમકે માલેક જાણે છે કે, મારા વગર એનો કોણ છે ! ! જે કોઇ અલ્લાહનેજ પોતાનો માલેક જાણે છે. અને તેના વગર કોઈથી મદદ નહીં માંગતો, નથી અને જે માણસ અનેકથી આશા રાખે તે બંનેની અલ્લાહતઆલાએ આ મીસાલ બ્યાન કીધી છે. હકીકતમાં શિરકવાળાને મોટી મુસીબત છે. તેનું દીલ ચોમેર વહેંચાયલું રહે છે, કદી શાહ મદાર (રહ)ને કહે છે, કદી સૈયદ સાલારથી વિનંતી કરે છે. કદી હઝરત અબ્બાસની આગળ નાક ઘસે છે. અને કદી કહે છે લાવો હું તેમની માનતા માનું. તેવણુજ મારાપર કર્મ (તથા કૃપા) કરશે. અને જે માત્ર અલ્લાહનીજ આશા રાખે છે, તે ઘણા ચેનમાં તથા ઘણા આરામમાં છે એણે માત્ર એક મોટા માલેકનોજ દરવાજો પકડેલો છે. એ સારી રીતે જાણે છે, કે નબી, વલી સર્વ તેના બંદા છે. કોઈને કાંઇ અખત્યાર નથી એનું ધ્યાન કોઇના તરફ જતું

નથી. અને જો કે શિરક કરનારાઓની આકેબત તો બરબાદ થઈજ છે. પણ શિરક કીધાથી તેમનું દુનિયામાં પણ ઘણું નુકસાન છે કે દૂર દૂરની મંજલોથી ખરચ કરીને કબરો પુંજવાને જાએ છે અને હજારો રૂપીઆ નઝર નીયાઝમાં ખરચે છે તો આકેબત પણ ખોઈ, અને દુનિયા પણ. તેઓની તેજ મીસાલ છે કે; "દોનો દીનસે ગએ પાંડે, ન ઇધર હલવા ન ઉધર માંડે."

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું (ઓ લોકો)! મારી પાસે માંગો તો હું કબુલ કરીશ." સુરા મોમેન ૪૦;૬૦, એટલે મને બાદશાહ અથવા હાકેમોના જેવો સમજ્યો નહિ કે સલતનત (રાજ્ય) અને સરદારીની મગરૂરીમાં ગરીબની વાત સાંભળતા નથી* હું સર્વ જહાંનનો માલીક છું છતાં મારી સીફત (ગુણ) "કરીમ અને રહીમ"ની છે. હું દરેક (નાના મોટા) આલા અદનાંની વાત સાંભળું છું. તમને જે હાજત થયા કરે, તે મને કહ્યા કરો. હું પોતાના કરમથી તમારી દુવા કબૂલ કરીશ.

(*) અગિયાર મજાલેસની શેરો કે જેમાં લખેલું છે કે, ખુદા અને રસુલ પાસે માંગવામાં લાભ નથી !! માટે હઝરત પીરથી ગરજ માગવી. તેનો રદીઓ હઝરત પીરનીજ કીતાબ "ફતુહુલ ગેબ" કરે છે.

**ફાયદો**–ભાઈઓ ! ખ્યાલ કરો કે, અલ્લાહતઆલા લોકોને પોતાની તરફ બોલાવે છે. અને આ નાદાન લોકો ક્યાં બેહકતા જાય છે. (એથી વધુ અપમાન શું હશે)

**દ્રષ્ટાંત**–છે કે, એક માણસનો પૈસો ખુલ્લી રોશનીમાં મેદાન વચ્ચે પડયો. અને જો તે માણસ દીવો લઈને શોધવા લાગે તો લોક તેને કહેશે કે આ માણસ મોટો અહમક (મુર્ખ) છે. કે સૂર્યની રોશની હોવા છતાં દીવો લઈને ફરતો ફરે છે. એવીજ તરેહ તે લોકો અહમક (મુર્ખ) છે. કે; અલ્લાહ જેવો દાતા હોવા છતાં બીજાઓ પાસે હાજતો માગે છે. અને આંધળાની પેઠે દરેક તરફ ભટકતા ફરે છે, અલ્લાહ એવો કરીમ છે કે, તમો પ્રથમ કાંઈ નહોતા ત્યારે તેણે તમોને પેદા કીધાં. જો તે (તમને) સુવ્વર અગર કૂતરો બનાવતે તો, તમો શું કરતે ? પોતાના કરમ (અને કૃપાથી) તેણે તમોને માનવંતા બનાવ્યા. ફરી તમારે વગર કહે. રૂહ દીલ, હાથ, પગ, આંખ, નાક, કાન, તમોને આપ્યા, એક આંખ (બખશિશ કરેલી) એવી નેમત છે કે, જો કોઇ તમને લાખ રૂપીઆ આપી, તમારી પાસે "આંખ"માગે તો કદી તમારાથી અપાય નહિ? વારૂ, વિચારો કે, જેણે તમને વગર માંગે આ નેમતો આપી તે શું હમણા માંગવાથી નહિ આપશે ? કે જેથી તમો અહીંથી તહીં ઇમાનને ડમાડોલ કરતા ફરો છો?

માણુસોએ સમજવું જોઇએ કે, અલ્લાહથી કઇ મતલબ થઈ શકિત નથી કે તમોને બીજા પાસેથી જરૂર પડે, "મુસલમાનો!

જ્યારે તમોને કુરઆન મજીદથી સાફ જણાઇ ગયું કે, અલ્લાહ વગર કોઇ માલીક નથી. અને તેણે ન કોઇ પીર પેગમ્બરને પોતાના તરફથી મુખત્યાર ઠરાવ્યો છે? તો જો તમો કુરઆન ઉપર ઈમાન લાવ્યા છો, અગર ખુદાને મ્હોં દેખાડવુ છે. તો તેના હુકમપર ચાલો, અને તેના વગર બીજા કોઈથી હાજતો ન માગો. જ્યારે તમો જાણીતા ન હોતા ત્યારે લાચાર હતા. હવે તો તમારા પર ફરજ છે કે, શિરકથી તોબાહ કરો ખુદાને વાસ્તે જીદ નહીં કરો. પોતાના દિલમાં વિચારો કે શિરક મુકવાથી તમારૂં શું નુકસાન છે? જો તમોને નઝર માનતા માનવામાં (અને પુંજા કરવામાં) પીરના છુટી જવાનો ગમ છે તો અલ્લાહ જેવો માલેક તમોને મળે છે કે. જેનાથી પીર પણ પોતાની હાજતો માગ્યા કરતા હતા. અને જો તમારાથી ખરચ કર્યા વગર રહેવાતું ન હોય તો, જેટલો માલ તમો પેગમ્બરોની માનતામાં ખરચો છો, તેટલો અલ્લાહની નજર તથા માનતામાં ખર્ચ કરો. (અને તેનો સવાબ-જ્યાં ચાહો ત્યાં બખ્શો.) વારૂ જ્યારે તમોને અલ્લાહ મળી ગયો તો હવે આવાં કામમાં બીજાની શું પરવા રહી, મીસાલ મશહુર છે કે, "જીસકા અલ્લાહ યાર હૈ, ઉસ્કા બેડા પાર હૈ." એટલે "જે અલ્લાહનો થઇ ગયો, તો અલ્લાહ તેનો થઇ ગયો." (કુરાન શરીફ)

## ત્રીજી ફસલ

એમાં તે ચીજોનું બ્યાન છે કે, જેને અલ્લાહ-તઆલાએ પોતાની તઅઝીમને માટે ખાસ કીધી છે, કે તે બીજાને કરવું દુરસ્ત નથી. જેમકે દુનિયામાં બાદશાહોએ પોતા માટે તખ્તપર બેસવું ખાસ કીધું છે અને અગર જો બીજો વઝીર હોય પણ તે તેપર બેસી શકતો નથી. તેવી ચાર ચીજો લખું છું તેમાંથી પહેલું "સિજદો છે":—

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું. "સૂય કે ચંદ્રને તમો સિજદો નહીં કરો, પણ જેણે એઓને પેદા કીધા છે તેને તમો સિજદો કરો, જો તમો તેની બંદગી કરો છો તો" સુરા હામીમ સીજદા ૪૧; ૩૭

**ફાયદો**—એટલે સીજદો (શિર નમાવી પ્રાથના) કરવાને તેજ લાયક છે કે, જેને પેદા કરવાની કુદ્રત હોય. અને જે પોતે પેદા થવામાં બીજાનો ગરજવાન હોય. તેને સિજદો કરવો ન જોઇએ. આ આયતથી સાફ જણાયું કે; વલીઓ (પીરો) ની કબરોને અને તાઝિઆં (તાબુત)ને સિજદો કરવો હરામ છે! કેટલાક અણસમજુ કહે છે કે, ફીરશ્તાઓએ હઝરત આદમ (અલે) ને સિજદો કર્યો હતો અને હઝરત યાકુબે યુસોફ ( અલે ) ને ( સિજદો દીધો હતો. ) એવીજ તરેહ અમો પણ બુજરૂગોને સિજદો) કરીએ છીએ? તેનો જવાબ આ છે કે, પ્રથમ (સિજદો કરવો દુરસ્ત હતો.

પણ આપણા પેગમ્બર (સલ)ના દીનમાં મનાઇ થયો છે, જેમકે હઝરત આદમ (અલે)ના વખતમાં સગી બહેન સાથેના વિવાહ દુરૂસ્ત હતા. પણ હવે તે હરામ છે.?

**બીજું**-ખુદા વગર બીજાનો રોઝો રાખવો પણ લાયક નથી. નદાન લોક હઝરત અલી (રદી)નો રોઝો રાખે છે. કેટલાક આખા દિવસનો, અને કેટલાક હિંદૂઓની પેઠે સવા પોહોરનો રોઝો રાખવો બંદગી સમજે છે ? અને જુઓ તો અલ્લાહ વગર કોઇની બંદગી દુરૂસ્ત નથી. “(હા) અલ્લાહનો રાઝો રાખે અને તેનો સવાબ હઝરત અલી (રદી)ની રૂહને બક્ષે તો દૂરૂસ્ત છે.”

**ત્રીજું**-જાનવરનું જુબહ કરવું એ પણ અલ્લાહત-આલાને માટે ખાસ છે. નબી ( સલ ) સાહેબે કહ્યું: ખુદા વગર બીજા કોઇને વાસ્તે જે (જાનવર)જુબહ વધ્ધ કરે તેના પર ખુદા લાનત કરે.” (મિશકાત શરીફ)

**ફાયદો**-આ હદીસથી જણાયું કે સૈયદ અહમદ કબીરની ગાય અને અબદુલ કાદેર જીલાની (રહ)નો બકરો કહેવો, અને તેમનું નામ રાખીને ઝુબહ કરવું દુરૂસ્ત નથી ! પણ ખાવા અને વેચવા જાનવરને ઝુબહ કરવું દુરૂસ્ત છે. કેમકે એમાં શિરક અને માનતા નથી. માત્ર ગોશતનીજ મતલબ હોય છે અને જે જાનવર કે પીરો અને બુતોને માટે ઝુબહ થયું હોય તેનું ગોશત ખાવું આ આયત પ્રમાણે દુરૂસ્ત નથી:—તે આયત આ છે.

અલ્લાહુતઆલાએ ફરમાવ્યું, "તમોપર મુરદુ હરામ છે, અને ખુન, અને સુવરનું ગોશત અને તે ચીજ કે, જેના પર ખુદા વગર બીજાનું નામ બોલાયું હોય." સુરા બકર ૨;૧૭૩

**ફાયદો**–નામ પોકારવું બે તરેહનું છે. એક તો એ કે ઝુબહ કરવાથી પહેલા નામ પાડવું કે આ બકરો અબદુ-લકાદેર જીલાની (રહ)નો છે. અથવા શેખ શદ્દુનો અથવા ભવાનીનો ભોગ છે. અને બીજું એ કે ઝુબહ કરતી વેળા નામ લેવું તો હમણાનાં લોક જુબહ કરવાની વખતે આદત પ્રમાણે " અલ્લાહો અકબર " કહે છે. પણ ઝુબહ કરવા પહેલાં ખુદા સિવાય બીજા કોઈનું નામ મશહુર કરે છે. ( પણ ) જ્યારે પ્રથમથી નૈયત બગડી તો " અલ્લાહો અકબર " કહેવાથી શું થાય છે. [1]જો કે કેટલાક કઠ મુલ્લાં બે ઈલ્મીપણાને લીધે એમાં તકરાર કરે છે. પણ આલેમોનો સહી મત આ છે કે આ ગોશતનું ખાવું કદી દુરૂસ્ત નથી. અને સીધી વાત તો આ છે કે, જે ચીજમાં શોબહ (શક) પડે તેને ખાવાની જરૂર શી ?

૧ નોટઃ–દુર્રૂલ મુખ્તાર, અશ્બાહ, આલમગીરી, વિગેરેમાં છે કે કોઇ માણસ પ્રોણુાયત ( ઝીયાફત ) ની નૈયતે નહીં પણ કોઇ માણસના માનમાં બકરો ઝુબહ કરે તો તેના ઉપર ( બિસ્મિલ્લાહ ) કહી હોય છતાં તે હરામ છે ગુ૦ મો૦

**ચોથું**-નઝર નીયાઝનું માનવું એ પણ અલ્લાહને માટે ખાસ છે એટલે એમ કહેવું કે "ઇલાહી જો તું પોતાના કરમથી આ બીમારને સારૂં કરે તો હું દશ ફકીરને ખાણું ખવડાવીશ, અથવા રોજો રાખીશ." એનું નામ **નઝર** છે. અને જ્યારે કુરઆનથી સાબીત થઇ ચુકયું કે ખુદા સિવાય કોઇને હાજત પુરી પાડવાની કુદરત નથી તો ફરી પેગમબરોની નઝર અને માનતા માનવી તદન નિર્લાભ છે, મુસલમાનોને લાજેમ છે કે જ્યારે તેને કંઇ ગરજ હોએ ત્યારે અલ્લાહ સુબહાન-હુતઆલાની નઝર માને. ! અને નઝર કરવું એ માત્ર ખાણા ઉપર બંધાયલું નથી પણ સર્વ નેક કામોમાં નઝર દુરૂસ્ત છે. જેમકે "રોઝો રાખવો, નફલ નમાજ પઢવી, કુવો ખોદાવવો, મસજીદ બનાવવી ! આ વખતના લોક બેઇલમીને લીધે **ફાતેહાને** નઝર નીયાઝ કહે છે. એ લફજ (શબ્દ) અલ્લાહનેજ માટે ખાસ છે. અલ્લાહના લફજને બીજી જગ્યા બોલવું અદબથી આઘું છે. ફાતેહા કહેવામાં શું બુરાઈ છે કે તેને નઝર નીયાઝ કહે છે ?

## ચોથી ફસલ

### (એમાં શિરકની રસમોનું બ્યાન છે.)

શિરકની જે રસમો હિન્દુસ્તાનમાં ચાલુ છે તે બેહીસાબ (અગણિત) છે, સર્વનું બ્યાન કરવું મુશકેલ છે.

એટલા માટે આ જગ્યામાં થોડી **રસમોનું** બ્યાન થાય છે. એના ઉપર બીજીઓનું પણ તોલ કરવું જોઇએ ! !

ખ્યાલ કરવાથી જણાયું છે કે હિન્દુસ્તાનની રસમો બે તરેહની છે, કેટલીક તો એવી છે કે તેનું કરવું કોઇપણ રીતે દુરસ્ત નથી. અને કેટલાક એવી છે કે એક રીતે તે દુરૂસ્ત છે અને બીજી રીતે દુરસ્ત નથી:—

**ફાયદો**—પહેલી તરેહ જેમકે નજુમી (જોશી) અને બ્રાહ્મણથી શાદી વિવાહની તારીખ પુછવી, અથવા સફર કરવા કે હવેલી બનાવવાના વખતે સારી ઘડીનું દર્યાફ્ત કરવું એ કદી દુરૂસ્ત નથી. કે એ તો ચોખ્ખું શીરક છે ! ! ! કેમકે આગળ જણાઇ ચુકયું છે કે ગેબની વાત ખુદાના પેગમ્બર ને માલુમ નહોતી તો બીજાની શી હકીકત ? નબી (સલ) એ ફરમાવ્યું છે કે જે કોઇ ગેબ બતાવનાર પાસે ગયો ને તેની વાતને સાચવી તો તે મોહંમદ (સલ) ઉપર ઉતારેલી વસ્તુ (કુરઆન)થી અભાગ્યો થયો:-એટલે કુરઆનમાં તો આ હુકમ છે કે ગેબની વાત ખુદા સિવાય કોઇને જણાયલી નથી. અને જ્યારે કોઇ નજુમી અથવા બ્રાહ્મણથી, ભલી ભુંડી ઘડી પુછી તો જાણે તે કુરઆનનો નકાર કરનાર થયો એનું દોજખ વગર કયાં ઠેકાણું? બ્રહ્મણ દશ વાતો પોતાના તરફથી બનાવી બતાવે છે એમા કદી કોઈ વાત ખરી પડી જાય છે ત્યારે નાદાનો સમજે છે કે તેઓની સર્વ વાતો

સાચી હશે ?[1] તેઓ એમ ખ્યાલ નહિ કરતા કે જો એ લોકો સાચા હોત તો પોતાના લાભની એઓ પ્રથમ ફીકર કરત. ફાટેલી ધોતી બાંધી દરવાજે દરવાજે માર્યા માર્યા ભીખ માગવા શા માટે ફરત ? અને એવીજ તરેહ તેવું મંતર ભણવું હરામ છે કે જેમાં હનુમાન અને લુનાન ચમાંરીની દુહાઈ હોએ અને એવીજ તરેહ કેટલાક મનાકેબ (સારા લોકોની તેવી તારીફો પણ (હરામ છે) કે જેમાં શિરકની વાતો હોએ[2] જેમકે આશેએર. (કવીતામાં છે.)

"અલી જો ચાહે તો મકસદકો સર બરાહ કરે"
"ગદાકૂ ચાહે તો એક પલમેં બાદશાહ કરે"

જાહેલ લોકોએ "શએર" કહેવા શીખી લીધી, પણ જે જીવમાં આવ્યું બકવા લાગ્યા. એઓને દુરૂસ્ત ના દુરૂસ્તીની શી ખબર ? અને એવીજ તરેહ "નબી બખ્શ" "સાલાર બખ્શ" "અબ્દુલ-નબી" "બંદાઅલી" "બંદાહુસેન" નામ રાખવું પણ બુરૂં છે

૧ યાદ રાખવા જોગ વાત છે કે સને ૧૩૧૭ હીજરીનો રમજાનનો ચાંદ બધી જનતરીઓ (પંચાગો) માં ત્રીસો લખાગો હતો પણ તે ચાંદ ઓગણત્રીસો થએલો એટલે એના ખોટા થવામાં તો શકજ નથી. એવીજ તરેહ સને ૧૩૧૮ હીજરીનો શવ્વાલનો ચાંદ દરેક જંત્રીમાં ત્રીસો લખાગો હતો પણ તે ઓગણત્રીસો થયો અને સેંકડો માણસોએ જોયો હતો. ગુ. મો.

૨ એજ માટે અગીઆર મજાલેસનું પઢવું હરામ છે.

એવું નામ શરીઅતમાં દૂરૂસ્ત નથી કેમકે કુરઆન મજીદની કેટલીક આયતોથી પ્રથમ જણાવી ચુકયા છીએ કે ખુદાતાલા વગર કોઈ પીર પેગંબરને કાંઇ આપવાની કુદરત નથી ? "શું લોકો જાહેલ થયા છે કે અલ્લાહના બંદા થઈને બંદાના બંદા થાય છે. અબ્દુલ્લાહ અબ્દુર-રહમાનમાં શું બુરાઈ છે જે અબ્દુન નબી અને બંદેઅલી નામ રાખે છે ? *

ખરૂં જોતાં નાદાનની મોહબ્બત પણ સારી નથી કેમકે તે મરજી અમરજી ને, મોકા બે મોકાને સમઝતો નથી. જો કે નામ રાખવામાં તેના અર્થો તરફ વિચાર કમ રહે છે પણ જે નામથી શિરક નીકળે તેને રાખવાની જરૂર શી ? * અને

*નોટ—કેટલાક મુસલમાનો પોતાનાં બચ્ચાઓના નામો હિન્દુઓના રાખે છે એથી તેઓની મુશાબહત થાય છે એ પણ દુરૂસ્ત નથી કારણકે હદીસ શરીફમાં રસુલુલ્લાહે (સલ્) ફરમાવ્યું છે કે જેણે જે કોમની મુશાબહત પકડી તે તેઓમાંથી છે ! ! તોબા તોબાઃ મુશાબહત જેમ પહેરવાશમાં દુરૂસ્ત નથી તેમજ નામમાં પણ દુરસ્ત નથી માટે અલ્લાહના દુશમનોના તરીકાથી જુદા રહેવું જોઇએ. અને મુસલમાનો ને યોગ્ય નથી કે તેઓ પોતાનો ઇસલ્લામી (તરીકો) રીત રિવાજ તજીને ખ્રિસ્તી તથા હિન્દુ—પારસીઓની રીત પકડે, તથા પહેરવાશ પહેરે અને તેથી જાહેરમાં મુસલમાનોથી જુદા જણાય કારણ કે આથી એવા જુદા લોકોને બીજા મુસલમાનો ધોકામાં પડી મુસલમાન નહીં સમજતાં જેથી એમાં ઘણી બાબતોની છુપી નુકસાનીઓ છે ખુદા સમઝ આપ આમીન. **અબ્દુર-રહેમાન.**

***નોટ—એજ માટે હઝરત (સલ્) એવા નામને ઇસલામ સ્વીકાર્યા પછી બદલતા હતા. ગુ. મો.**

એવીજ તરેહ માથા ઉપર શાહ મદારની ચોટલી રાખવી અને કાઠી ઉભી કરવી, માનતા કરીને કબરો ઉપર ચાદરો ચઢાવવી, (કબરે) દીવા બાળવા, પીરોને વાસ્તે જાનવરોનું ઝુબ્હ કરવું ઈમામ ઝામીનનો પૈસો બાજુ ઉપર બાંધવો ચોમાર્ગે સદકો મુકવો, પીર નસીરની ત્રણ કોડીની શીરીની માનવી, શીતળાની બીમારીમાં માલણને બોલાવવી, ટોટકો સમજી તે વેળા ગાયનું ગોશત નહિ રાંધવું. એ બધી રસમો શિરકની છે. કોઈ રીતે દુરૂસ્ત નથી.

**બીજી તરેહ** જેમકે હઝરત અબ્બાસની હાજરી, હઝરત ફાતેમાની સહનક, હઝરત અબદુલ કાદેરજીલાનીની અગીયારમી, શાહમદારનો મલીદો, બુઅલી કલંદરની ત્રણમણી, શાહ અબદુલ હકકનો તોશો એને આ નૈયતથી કરવું કે એ હઝરત તમો અમારૂં ફલાણું કામ કરી દો. તો હરામ છે, તથા ઘણું બુરૂ છે, તથા ખુલ્લુ શિરક છેઃ- કેમકે એનો હાલ સારી રીતે બ્યાન થયો છે. **“અને જો (માનતા) નથી, માત્ર તેમની રૂહને સવાબ પુગાવવું મતલબ છે તો દુરૂસ્ત છે. એવી નૈયતથી હરગીજ મનાઈ નથી ”** પણ ખાવાનું ખાસ કરવું એવી રીતે કે હઝરત અબ્બાસ (રદી)નો ફાતેહો માત્ર શીરમાલ અને કબાબ ઉપર થાએ! અને શાહ અબદુલ હકક (રહ)નો ફાતેહો તર હલવા ઉપર થાએ! એ વગર બીજા ખાવા ઉપર નહિં કરવું એ છેક નાદાની છે.

(અને મુજાવરો તથા આજકાલના જાહેલ પીરોનો મનઘડત મસલો છે.) એવીજ તરેહ તારીખનું મુકર્રર કરવું કે ફલાણા બુઝરૂગનો ફાતેહા જે દિવસે છે તેજ દિવસે થવો જોઇએ, બીજી તારીખે દુરૂસ્ત નથી એ પણ "બે અસલ" (બે પાયા) છે, "પણ જે બુઝરૂગનો ફાતેહા ગમે તે દહાડે કોઇ પણ ખાવા ઉપર કરે. "ખાવા અને દહાડાની નીમીત માત્ર હીન્દુસ્થાનીઓએ કહાડી છે. શરીઅતે મોહંમદીમાં એનો કોઇ જગ્યાએ પાયો નથી." "**અને શરીઅત પ્રમાણે ફાતેહાનો બેહતર માર્ગ આ છે કે ખાઉં પકાવી મોહતાજ ગરીબોને વહેંચે અને એમ કહે એ અલ્લાહ આ ખાણું તારી નજર છે એનો સવાબ મારા તરફથી ખુદાના પેગમ્બર (સલ) ની રૂહને અથવા હઝરત અલી(રદી)ની રૂહને અથવા હઝરત અબદુલ કાદેર જીલાની (રહ) ની રૂહને અથવા મારા બાપદાદાની રૂહને તું પોતાનાં કરમથી પોંહોંચાવી દે**" ખાવાનો સવાબ જુદો છે અને પઢવાનો સવાબ જુદો છે. પણ હિન્દુઓની તરફ લીપવું, પોચવું અને ખાવાની સાથે હુકકો અને અફીણ મુકે છે, કે કદાપી મુરદાની રૂહ કંઈ ખાતી પીતી હશે. "અસતગફેરૂલ્લાહ" જાહેલોએ દરેક વાતમાં એવી વાહીતબાહી રસમો કહાડી છે કે જેથી ઇસલામની રોનક તદન જતી રહી, દીનદાર મુસલમાનને જોઈએ કે

દરેક રીત રીવાજમાં ખુદાના પેગમબર (સલ) ના હુકમને ઢુંઢે કે આ બાબતમાં હઝરતે (સલ)શું ફરમાવ્યું છે. અને પોતાની અલ્પ બુધ્ધીને વાપરો નહીં. જો માત્ર અમારી અકકલ બસ હોત તો હકકતઆલા હરામ હલાલને બતાવવા પેગમ્બર (સલ) ને શા માટે મોકલતે. !

## પાંચમી ફેસલ

**એમાં શિરકની બુરાઈ તથા શિરક કરવાની સજાનું બ્યાન છે.**

અલ્લાહ સૂબહાનહુ એ ફરમાવ્યું: "બચીત ખુદા, તેની સાથે શરીક પકડવાના (પાપ)ને બખશતો નથી અને તેના સિવાય તેથી નીચલા ગુનાહમાંથી જેને ચાહે તેને બખ્શે છે. અને જેણે ખુદાની સાથે શિરક કીધું તેણે મોટી કલ્પના કીધી." સુરા નીસા, ૪,૪૭.

**ફાયદો**-ખરૂં જોતાં આથી મોટું કયું પાપ છે કે જેવી રીતે ખુદાથી મુરાદો માંગે તેવીજ રીતે તેના બંદાઓથી માંગે. તો જાણે તેને માલીકને અને ગુલામને સરખા કીધા અને કારભારમાં ભેગા કીધા, આ આયતથી જણાયું કે શિરકથી તોબા કરવી એ મુસલમાનો ઉપર સર્વથી પહેલું છે કારણકે બીજા ગુનાહને અગર જો કબીરા (મોટા) હોય પણ તેની બખ્શીશની આશા છે. અને શિરકતો તે બલા છે કે જેને અલ્લાહતઆલા કદી બક્ષશે નહિ. "ખુદાની પનાહ ? જેને ખુદાએ નહિ બક્ષો તેનું ઠેકાણું દોજખ વગર કયાં છે ?

નબી (સલ) સાહેબે ફરમાવ્યુ "અલ્લાહ સાથે શિરક નો કર અગર જો કોઈ તને કતલ કરે અથવા બાળી નાંખે" (મિશકાત શરીફ)

**ફાયદો**–હઝરતે (સલ.) આ એટલા માટે ફરમાવ્યું કે અગર ઇમાન બચી ગયું તો કતલ અને મુસીબત તો ઘડીભરની છે. ફરી તો બેહેશત ઘર છે. અને જો મઆઝલ્લાહ (ખુદાની પનાહ) તેણે શિરક કીધું તો અલ્લાહતઆલાના ગઝબમાં ગિરફતાર થયો, અને મુશરેક અગરજો બધી ઉમર દુન્યામાં ખુશીમાં કહાડે પણ છેવટ તેનું ઠેકાણું દોઝખ છે. આ **ગુનેહગારે** (કર્તાએ) જ્યારે શિરકની બુરાઈ કુરઆન અને હદીસમાં એવી રીતે જોઇ, અને અંજાણ મુસલમાનોને એમાં ફસેલા જોયા તો ખુદાની કસમ દીલ ઘણું દદર્યુ અને ઘણો અફસોસ થયો ત્યારે એજ માટે આ રીસાલાને હીન્દી ઝબાનમાં સ્હેલાઈથી સરળ કરીને લખ્યો. અને જલદી સમજવાને માટે આયત અને હદીસનો તરજુમો હીન્દી મહાવરા પ્રમાણે કીધો કે જેથી સર્વ બિચારા નાવાકેફ મુસલમાનોને ફાયદો થાય. એથી મારી કંઇ કાબલીયત બતાવવાની ગરજ નથી. આલેમોથી આશા છે કે તેઓ હિન્દી ભાષા વિષે ખોડ ન કહાડે. અને મતલબને જાણે.

## રીસાલો સમાપ્ત

"ઉપસંહાર (ખાતેમાઃ) એમાં ત્રણ ફાયદા છે."

**પહેલો ફાયદો**–જે શુબહો અને સવાલો આ વખતના

લોકો શિરકની બાબતમાં બ્યાન કરે છે. તેના જવાબો ખુલાસા વાર આ રિસાલામાં બ્યાન થઈ ચુકયા છે. જે માણુસ અકલવાળો છે તે એને સારી રીતે જો સમજી લેશે તો બીજા સવાલોના જવાબો પણ દઇ શકશે પણ આ જગ્યા બીજા પણ બે **કાયદા** યાદ રાખવાની જરૂર છેઃ—

**પહેલો કાયદો**-તે એકે જ્યાં સુધી હદીસની સનદ નહિ પુગે અને તે હદીસ મોહદદેસોની કઇ કીતાબમાં છે; એ નહીં જણાય ત્યાં સુધી તેને માનવું નહીં જોઈએ !!! ઘણી વાહીતબાહી હદીસો પાછલા માશાએખોની કીતાબોમાં લખાયલી છે અને એોલમા મોહદ્દૃસીનની નજદીક તેનો કશો ઇતબાર નથી. * એવીજ તરેહ જે હદીસની મતલબ કુરઆનને વિરૂધ્ધ હોય તેને પણ ગલત જાણવું જોઇએ કુરઆન વગર ઘણી હદીસો છે પણ જે હદીસ શરીઅતની મતલબને મુવાફેક હોય તેને માનવું જોઈએ જેમકે એની એક મિસાલ લખાય છે. (મસલં) "કુરઆન મજીદથી અમોને જણાઈ ચુકયું છે કે પોતે પેગમ્બરને પોતાના જાતના નફા નુકશાનનો કંઇ અખત્યાર નથી. હવે જો કોઈ હદીસ એવા મઝમુનની નકલ કરે કે પેગમ્બર ( સલ્લ )ને સર્વ ચીજોનો

* હઝરત (સલ.)ને સર્વ વસ્તુની ખબર છે એવું બોલનાર જો પોતાની વાતને સિધ્ધ કરવા ચાહે તો તેને આ કાયદો ધ્યાનમાં રાખવો જોઇએ. ગુ. મો.

અખત્યાર છે, તેવણુ ચાહે તે કરે, તો અમો તેને માનશું નહિ કેમકે કુરઆન શરીફની વિરૂધ્ધ પેગંબર [સલ] નું ફરમાવવું બનવાજોગ નથી.

**બીજો કાયદો**—તે એ છે કે મુસલમાનોને લાઝેમ છે કે તેઓ અકીદાને કુરઆન હદીસને મોવાફેક દુરૂસ્ત (ઠીક) કરે, અને કીસ્સા અને નકલોને અકીદાઓમાં દખલ નહી દે. ઘણી મખલુકનો અકીદો આ સબબથી બગડયો કે ફલાણા બુઝરૂગથી એમ થયું હતું. અને ફલાણાએ આ કીધું હતું એવી મુસલમાની ઉપર કુરઆન કે કુરઆન મજીદને તો તાખમાં રાખ્યું અને નકામા કીસ્સા કહાણીઓ ઉપર અકીદો બાંધ્યો; !!! **કોઇ માણસ આથી વલીઓની કરામતનો ઇનકાર સમજે નહિ કેમકે આ સિધ્ધ થયલું છે કે હકકતઆલા કદી વલીઓને હાથે કરામતો જાહેર કરાવે છે કે જેથી લોકોને તેઓની બુઝુરગી અને મોટાઈ જણાય. પણ દરેક વખત તેઓને આ અખત્યાર નથી કે જે ચીજને જ્યારે ચાહે ત્યારે કરે.** ? ફરી જ્યારે તેઓનો અખત્યાર નહિ થયો તો તેઓથી હાજતો માંગવી તદન નાદાની છે !! રહ્યું ખુદાની જનાબમાં તેઓ પાસે દુઆ કરાવ્વું તેને તો કોઇ મના નહિ કરતું. મતલબ કે જ્યારે કુરઆનથી સિધ્ધ થયું કે ખુદા સિવાય કોઈને હાજત પુરી પાડવાની શકિત નથી તો હવે

કોઇ ગમે તે કહે અને કેટલી પણ વાતો ઘડયા કરે તેને કદી સાંભળવી નહિ જોઇએ:—કેમકે ખુદાતઆલા જેવો કોણ છે કે અમો તેની વાત ઉપર યકીન લાવીએ.

**બીજો ફાયદો**—જે મુસલમાન ભાઇ આ રીસાલાને જુએ તેમની ખીજમત (સેવા)માં સલામ બાદ આ અરજ છે કે આ વખતના મરદ અને ઓરતોને આ રિસાલો સંભળાવવો. તેઓની આગળ નરમાશથી મોહબ્બત કરીને વાંચવું પોતા ઉપર જરૂર અને વાજેબ જાણે. "ઘણા લોકો બાપડા અજાણ પણાને લીધે લાચાર છે. જો ધીમે ધીમે સમજાવશે તો અલ્લાહથી ઉમેદ છે કે લોકો તોહિદને સમજી જશે અને શિરકથી તોબાઃ કરશે. (**મસલ**) જો તમારી રૂબરૂ તમારો છોકરો અથવા કોઇ દોસ્ત અંજાણપણાથી ઝેર ખાવા લાગે તો તમો તેને કદી ઝેર ખાવા નહિ દેશો કેમકે તમને યકીન છે કે એણે ઝેર ખાધું કે મર્યો. ત્યારે એવીજ રીતે શિર્કને પણ સમજો કે તેના કરવાથી ઇમાન મરે છે. " અને એ એવી બુરી ચીજ છે કે જેને પાછો કલમો નહીં પઢે ત્યાં સુધી ખુદા માફ કરતો નથી." તો જેવી રીતે તમો ઝેર ખાવાથી પોતાના દોસ્તને બચાવો છો તેમજ શિરકથી પણ બચાવો. અને જેવી રીતે થઇ શકે ભુલા ભટકા લોકોને સીધે માર્ગે લાવો. ખુદા જાણે છે કે એનો સવાબ તમારા રોઝા નમાઝથી તમને વધારે મળશે. " નબી (સલ) સાહેબે ફરમાવ્યું: " જે કોઇ સારો માર્ગ દેખાડશે તો તેને કરનારાની બરાબર સવાબ મળશે." અને આ વાતની બ્હીક નહી રાખવી જોઇએ કે લોકોની આદત

મુદ્દતથી બગડેલી છે! તેઓ શી રીતે માનશે, કારણ કે આ સેવકે (કર્તાએ) ઘણીવાર અજમાવ્યું છે કે સમજાવ્યા બાદ. જો બધા નહિ સમજે તો પાંચ દશ તો અલબત સમજે છે સારી રીતે સમજાવાય અને તેમાંથી બે ચાર પણ નહિ સમજે એ બનવાજોગ નથી. "આ વખતના ઘણા આલેમ ફાઝેલ પણ આ ખ્યાલથી કહેતા નથી કે લોક પોતાની જીદથી હમારૂં કહ્યું માનશે નહિં, પણ એ સારૂં નથી. જો આલેમ ફાઝેલજ ભલું બુરૂં સમજાવતા નહિ રહેશે તો જાહેલ તદન દીનને તબાહ કરશે!! હા; અલબત આટલું છે કે શિરકના મના કીધાથી કેટલાક જીદ્દી લોક અને ઘણા પીરજાદા દીનથી જાહેલ જેઓએ રેવડી ગાંઠયા અને ઝુંડા નિશાનોને પોતાની રોજી (પેટ ભરવાની) મુકર્રર કીધી છે, તેઓ કદી ખુશ નહિ થશે. અને ઘણાં ગુસ્સાથી લીલી પીળી આંખો કરશે. પણ મોહંમદી મુસલમાનોને એવા ખિયાલથી ચુપ રહેવું લાઝેમ નથી. આપણો અલ્લાહ રાઝી જોઈએ. એ લોકો ખુશ હોય તો શું? અને નાખુશ હોય તો શું.??

**ફાયદો ત્રીજો**—જો કે શિરકનું બયાન ખુલાસાવાર નસર (ચાલુ વર્ણન) માં થયું છે. પણ થોડી મતલબં નઝમ (કવીતા)માં પણ મુનાસબ જણાય છે. કેમકે નઝમ ઘણી જલદી યાદ થાય છે. વિશેષ કરી છોકરાઓને યાદ કરવા માટે ઘણું સારૂં છે. કે નાનપણથીજ અકીદો ચોખો રહે અને શિરકની બુરાઈ સારી રીતે દીલમાં પેશી જાયઃ—

## નઝમ.

ખુદા ફરમા ચુકા કુરઆંકે અંદર * મેરે મોહતાજ હેં પીરો પયગમ્બર
નહિ તાકત સિવા મેરે કીસીમેં * કે કામ આવે તુમ્હારી બે કસીમેં
જો ખુદ મોહતાજ હોવે દુસરેકા * ભલા ઉસ્સે મદદકા માંગના કયા
ખુદાસે ઓર બુઝુરગોંસેભી કેહના * યહી હે શિરક યારો ઇસ્સે બચના
ખબર કુરઆનમેં હે યે મોહકકક * નબખ્શેગા ખુદા મુશરેકકુ મુતલક
મઆઝલ્લાહ જીસે ઉસને ન બખ્શા * મુકર્રર વોહ જહંનમમેં પળેગા.
અગર કુરઆંકુ તુમ સચ જાનતેહો * તો ફીર તુમ મંનતે કયું માનતે હો
તુમ્હેં યે તોર બદ કીસને સીખાયા * મોહંમદને કહાં હે યે બતાયા
હે શેતાં દુશમને અવલાદે આદમ * સીખતાહે વેહી રાહે જહંનમ
કીસીકુ બુતપ્રસ્તી હે સીખાતા * કીસીકુ હે વોહ કબરો પર ઝુકાતા
ગરઝ અલ્લાહસે દોનોકુ રોકા * ભુલાકર રાહ જા, ખંદકમેં ઝોંકા
મુસલમાનો જરા સોચો તો દીલમેં * ફંસે હો કીસતરહ તુમ આબોગિલમેં
બોહત ગફલતમેં સોએ અબતો જાગો * ખુદાકે હોતે બંદોસે ન માંગો
વોહ માલેક હે સબ ઉસકે આગે લાચાર * નહિ હે કોઇ ઉસકે ઘરકા મુખ્તીયાર
વોહ કયાહે જો નહિ હોતા ખુદાસે * જેસે તુમ માંગતે હો અવલેયાસે
બયાને શિરક સુન કેહતે હેં મરદક * કે મુનકેર હેં બુઝુરગોંસે બેલાશક
અરે લોગો ઝુબાં અપનીકુ રોકો * બુઝરગોંસે નહિ ઇનકાર હમકો
ખુદા લાનત કરે ઉસ રુસેયાહ પર * કે જીસકો દીલમેં હો બુગઝે પયગમ્બર
જેસે હો બુગઝ આલે મુસ્તફાકા * ખુદા ઉસકુ કરે દોજખકા કુનદા
જેસે અસહાબે હઝરત સે હો ઇનકાર * રહે હરદમ ખુદાકી ઉસપે ફીટકાર
જેસે કુછ બુગજ હોવે અવલેયાસે * હમેશા અબ્રે લાનત ઉસપે બરસે
અબ ઇતના ઓરભી સુન રખયે હઝરત * જો હકપર નાચલે ઉસપરભી લાનત
હમારા કામ સમજાના હે યારો * અબ આગે ચહો તુમ માનો નમાનો
તુ અપને હાલમેં કુછ સોચ ખુર્રમ * ઝબાં અબ બંધકર વલ્લાહો આલમ

بسم الله الرحمن الرحيم

## અકીદાઓનું વર્ણન

૧ **અકીદહ** સઘળું જહાન પ્રથમ તદન પેદા થયું નહોતું. અલ્લાહ તઆલાના ઉત્પન્ન કરવાથી હસ્તિમાં આવ્યું.

૨ **અકીદહ** અલ્લાહ એક છે તે કોઈનો ગરજવાન નથી. ન તેણે કોઈને જણ્યો અને ન કોઇએ તેને જણ્યો. તેની કોઈ સ્ત્રી નથી. કોઇ તેના મુકાબેલનો (બરાબરીઓ) નથી.

૩ **અકીદહ** તે હમેશથી છે અને હમેશ રહેશે.

૪ **અકીદહ** કોઇ વસ્તુ તેના જેવી ( મિસલ ) નથી તે સર્વથી નિરાળો છે.

૫ **અકીદહ** તે જીવતો છે. દરેક ચીજ ઉપર તેની શકિત છે કોઇ ચીજ તેની જાણ (ઇલ્મ)થી બહાર નથી. તે સર્વને જુવે છે. સાંભળે છે. બોલે છે; પણ તેનું બોલવું અમો લોકોના બોલવા સરખું નથી તે જે ચાહે તે કરે છે. કોઈ તેને રોક ટોક કરનાર નથી, તેજ પુજ્ય છે તેનો કોઇ ભાગીયો નથી. તે પોતાના બંદાઓ પર મેહેરબાન છે. સર્વ

એઓ (દોષો) થી પવિત્ર છે. તેજ પોતાના બંદાઓને સર્વ આફતોથી બચાવે છે. તેજ ઇજ્જતવાળો છે. મોટાઇ આપનાર છે. (રિઝક) રોઝી પોહોંચાવનાર છે. ચાહે તેની રોઝી તંગ કરે અને ચાહે તેની કોશાદા (વધુ) કરે જેને ચાહે તેને નીચે નાખે; અને જેને ચાહે તેને ઉંચે ચઢાવે. જેને ચાહે તેને ઇઝ્ઝત આપે જેને ચાહે તેને ધિક્કાર આપે. તે ઈનસાફવાળો છે અને ઘણી બરદાશત (સહન) કરનાર છે. બંદગી અને ઇબાદતની કદર કરનાર છે. દોઆને કબુલ કરનાર છે. ગુંજાશવાળો (સમાઇવાળો) છે. તે સર્વને માથે હાકેમ છે તેના ઉપર કોઇ હુકમ કરનાર નથી. તેનું કોઈ કામ ડહાપણથી ખાલી નથી. તે સઘળાઓનું કામ પાર પાડનાર છે તેણેજ સર્વને પેદા કર્યા છે, તેજ કેયામતમાં પાછા ઉત્પન્ન કરશે. તેજ મારે છે. તેને નિશાનીઓથી તથા તેના ગુણોથી સર્વ જાણે છે. તેની ઝાતની બારીકી કોઇ જાણી શકતું નથી. તે ગુનેહગારોની તોબહ કબુલ કરે છે. જે સજાને લાયક છે તેને સજા આપે છે, તેજ હિદાયત કરે છે. જહાનમાં જે કંઈ થાય છે તેના હુકમથીજ થાય છે. તેના હુકમ વગર એક રજકણ હલી શકતી નથી. તે સુતો નથી. ઉંઘતો નથી, તે સઘળી જહાનની સંભાળથી થાકતો નથી, તે સઘળી વસ્તુને કાબુમાં રાખનાર છે. એવીજ રીતે સઘળી સારી સિફતો અને સંપૂર્ણજ ગુણો તેને માટે છે. અને બુરી તથા નુકસાનની કોઇ સિફત (ગુણ) તેમાં નથી, તેમાં કોઇ એબ (દોષ) નથી.

૬ **અકીદહ** તેની સઘળી સિફતો (ગુણો) હમેશથી છે અને હંમેશ રહેશે. તેનું કોઈ ગુણ કદી મટી શકતું નથી.

૭ **અકીદહ** સૃષ્ટ (મખ્લુક)ના ગુણોથી તે પાક છે. અને કુરઆન તથા હદીસમાં કેટલીક જગ્યા જે એવી વાતોની ખબર આપવામાં આવી છે તેના માએના (મતલબ) અલ્લાહને સોપે કે તેજ તેની હકીકત જાણે છે, અને અમો ઉંડાણમાં ઉતર્યા વગર તેવીજ રીતે ઇમાન લાવીએ છીએ, અને યકીન કરીએ છીએ કે જે કંઇ તેની મતલબ છે તે ઠીક છે અને સત્ય છે. અને આંજ વાત બેહતર છે, અથવા તેના ભળતા અર્થ કરે જેથી તે સમજવામાં આવે.

૮ **અકીદહ** જહાનમાં જે કંઇ ભલું બુરૂં થાય છે તે સઘળાને તેના થવા પેહેલાં અલ્લાહતઆલા હમેશથી જાણે છે. અને પોતાની જાણ પ્રમાણે તેને પેદા કરે છે. એનુંજ નામ તકદીર છે. અને ખરાબ વસ્તુના ઉત્પન્ન કરવામાં ઘણા ભેદ છે જે હરકોઇ જાણી શકતું નથી.

૯ **અકીદહ** બંદાને અલ્લાહ તઆલાએ સમજ તથા વિચાર આપ્યા છે જેથી તે ગુનાહ કે સવાબનું કામ પોતાની અખત્યારથી કરે છે પણ બંદાને કોઈ કામ ઉત્પન્ન કરવાની શકિત નથી, ગુનાહના કામથી અલ્લાહ સાહેબ નારાજ થાય છે અને સવાબના કામથી ખુશ થાય છે.

**૧૦ અકીદહ** અલ્લાતઆલાએ બંદાઓને એવા કામનો હુકમ ફરમાવ્યો નથી કે જે તેઓથી બની શકે નહીં.

**૧૧ અકીદહ** કોઇ વસ્તુ ખુદાને માથે અગત્યની નથી, તે જે કંઈ મેહેરબાની કરે છે એ તેનો ફજલ (અનુગ્રહ) છે.

**૧૨ અકીદહ** અલ્લાહુતઆલાએ મોકલેલા ઘણા પેગમ્બરો લોકોને સીધો માર્ગ બતાવવા આવ્યા અને તે સઘળા ગુનાહોથી પવિત્ર છે. પૂરી રીતે તેઓની ગણત્રી અલ્લાહનીજ જાણમાં છે. તેઓની સચ્ચાઇ બતાવવા માટે અલ્લાહુતઆલાએ તેઓના હાથ ઉપર એવી એવી નવી નવી મુશકેલ વાતો જાહેર કરી જે બીજા લોકો કરી શકતા નથી. એવી વાતોને **મોઅજેઝહ** કહે છે, એઓમાં સર્વથી પહેલા પેગમ્બર આદમ (અલે.) હતા. અને સર્વથી છેલ્લા હઝરત મોહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) થયા અને બાકીના બીજા વચમાં થયા, એમાં કેટલાક ઘણા પ્રખ્યાત છે. નુહ (અલે.) ઇબ્રાહીમ (અલે.) ઇસહાક (અલે.) ઇસમાઈલ (અલે.) યાકુબ (અલે.) યુસોફ (અલે.) દાઉદ (અલે.) સોલૈમાન (અલે.) ઐયુબ (અલે.) મુસા (અલે.) હારૂન (અલે.) ઝકરીયા (અલે.) યહુયા (અલે.) ઇસા (અલે.) ઇલયાસ (અલે.) અલ યસઅ (અલે.) યુનોસ (અલે.) લૂત (અલે.) ઇદરીસ (અલે.) ઝુલકિફલ (અલે.) સાલેહ (અલે.) હુદ (અલે.) શોઐબ (અલે.)

**૧૩ અકીદહ** સઘળા પેગમ્બરોની ગણત્રી અલ્લાહ તઆલાએ કોઇને બતાવી નથી માટે આવી રીતે અકીદો રાખે કે અલ્લાહ તઆલાના મોકલેલા જેટલા પેગમ્બરો છે તે સઘળાઓ ઉપર અમો ઇમાન લાવીએ છીએ જે અમારી જાણમાં છે તેઓપર તથા જે અમારી જાણમાં નહીં આવ્યા તેઓ પર પણ.

**૧૪ અકીદહ** પેગમ્બરોમાં કેટલાકનો મરતબો કેટલાકથી મોટો છે. સઘળાઓમાં વધુ મરતબો અમારા પેગમ્બર મોહુમ્મદ મુસ્તફા (સલ) નો છે. અને એવણ પછી કોઇ નવો પેગમ્બર આવી શકતો નથી કિયામત સુધી જેટલા માણસો અને જીન્ન થશે તે સઘળાના તેવણ પેગમ્બર છે.

**૧૫ અકીદહ** અમારા પેગમ્બર (સલ) ને અલ્લાહ તઆલાએ જાગ્રતમાં દેહની સાથે મકકાથી મકકાથી બૈતુલ મોકદદસ અને ત્યાંથી સાતે આસમાનોમાં અને ત્યાંથી જ્યાં સુધી અલ્લાહે ચાહ્યું હતું ત્યાં પોહોંચાવ્યા અને ફરી મકકામાં પાછા લાવ્યા એને (**મેઅરાજ**) કહે છે.

**૧૬ અકીદહ** અલ્લાહ તઆલાએ કેટલીક મખલુક નુરથી ઉતપન્ન કરી તેને અમારી દ્રષ્ટિથી છુંપાવી છે તેને ફિરસ્તા કહે છે. તેઓને ઘણાં કામ સોપાયા છે. તેઓ અલ્લાહના હુકમથી વિરૂધ્ધ કોઇ કામ કરતા નથી. જે કામમાં લગાડેલા છે તેમાં તેઓ લાગેલા છે. તેમાંના ચાર ફિરસ્તા ઘણુ

પ્રખ્યાત છે. હજરત જીબરઇલ (અલે૦) હઝરત મીકાઇલ (અલે૦) હજરત ઇસરાફીલ (અલે૦) હઝરત ઈઝરાઇલ (અલે.) અલ્લાહ તઆલાએ કેટલીક મખલૂકને અગ્નિથી ઉત્પન્ન કરી છે તે પણ અમને દેખાતી નથી તેને જીન્ન કહે છે એઓમાં નેક, બદ. (સારાંનરશાં) સર્વ તરેહના થાય છે. તેઓની ઓલાદ પણ થાય છે તે સઘળાઓમાં ઘણી પ્રખ્યાતી પામેલો શરારતવાળો ઇબલીસ એટલે **શૈતાન** છે.

**૧૭ અકીદહ** મુસલમાન જ્યારે ઘણી ઈબાદત કરે છે, અને ગુનાહોથી બચે છે, અને દૂન્યાથી મોહબ્બત નહીં રાખતો, અને પેગમ્બર સાહેબ (સલ૦)ની દરેક તરેહથી સારી રીતે તાબેદારી કરે છે, તો તે અલ્લાહનો દોસ્ત તથા પ્યારો થાય છે. એવા શખ્સને વલી કહે છે. એવા શખ્સથી કદી એવી વાતો થવા લાગે છે જે બીજા લોકોથી થઈ શકતી નથી. એ વાતોને **કરામત** કહે છે.

**૧૮ અકીદહ** વલી ગમે તેટલે મોટે દરજ્જે પહોંચે પણ નબીને બરાબર થઇ શકતા નથી.

**૧૯ અકીદહ** અલ્લાહનો કેટલો પણ પ્યારો થાય પણ જ્યાં સુધી હોશ હુંશીયારી બાકી છે ત્યાં સુધી શરીઅતના બંધનમાં રહેવું ફરજ છે. નમાઝ. રોઝો અને કોઈ **બંદગી માફ થતી નથી. જે ગુનાહની વાતો છે તે તેઓને માટે પણ દુરુસ્ત થતી નથી.**

**૨૦ અકીદહ**-જે શખ્સ શરીઅત વિરૂધ્ધ હોય તે ખુદાનો દોસ્ત થઈ શકતો નથી. જો એમ છતાં તેના હાથથી કોઇ આશ્ચર્ય લાએક વાત દેખાય તો તે કાંતો **જાદુ છે** અથવા **નફસાની** કે **શયતાની ધંધો છે.** તેનાથી અકીદો રાખવો ન જોઇએ.

**૨૧ અકીદહ**-વલી લોકોને કેટલીક ભેદની વાતો ઉંઘમાં અથવા જાગતામાં જણાય છે તેને **કશફ** તથા **ઈલહામ** કહે છે. જો તે શરીઅતની માફક હોય તો તે કબુલ છે પણ જો તે શરીઅત વિરૂદ્ધ છે તો તે રદ બાતેલ છે.

**૨૨ અકીદહ**-અલ્લાહે અને રસુલે (સલ.) દીનની સઘળી વાતો કુરઆન તથા હદીસમાં બંદાઓને બતાવી છે. હવે કોઈ નવી વાત દીનમાં કાઢવી દુરૂસ્ત નથી એવી નવી વાતોને **બિદઅત** કહે છે અને બિદઅત મોટો ગુનોહ છે.

**૨૩ અકીદહ**-અલ્લાહ તઆલાએ ઘણી ખરી નાની મોટી કિતાબો આસમાનથી જીબ્રઈલ (અલે)ની મારફતે ઘણા પેગમ્બરો ઉપર ઉતારી છે, કે તેઓ પોતપોતાની ઉમ્મતોને દીનની વાતો બતાવે. એમાંની ચાર કિતાબો ઘણી પ્રખ્યાત છે. "તૌરાત હઝરત મુસા (અલે)ને મળી." "ઝબુર હઝરત દાઉદ (અલે)ને મળી." "ઈનજીલ હઝરત ઈસા (અલે)ને મળી" અને "કુરઆને મજીદ અમારા પેગમ્બર હઝરત મોહમ્મદ

(સલ)ને મળ્યું." અને કુરઆને મજીદ છેલ્લી કિતાબ છે. હવે કોઈ કિતાબ આસમાનથી આવશે નહીં. કિયામત સુધી કુરઆનનોજ હુકમ ચાલુ રહેશે. બીજી કિતાબોને ગુમરાહ લોકોએ કેટલીક બદલી નાંખી છે પણ કુરઆને શરીફની સંભાળનો અલ્લાહુ તઆલાએ વાયદો કર્યો છે એને કોઈ બદલી શકતું નથી.

**૨૪ અકીદહ**--અમારા પેગમ્બર ( સલ ) ને જે જે મુસલમાનોએ જોયા છે તેઓને **સહાબી** કહે છે, તેઓની મોટી મોટી બુઝરૂગીઓ (કુરઆનમાં તથા હદીસમાં) આવેલી છે. તેઓથી મોહુબ્બત તથા સારો ગુમાન રાખવો જોઈએ જો તેઓના આપસનાં લડાઈ ઝગડા કંઈ સાંભળવામાં આવે તો તેને ભુલ ચુક જાણે. તેઓની બુરાઇ કરે નહીં. તે સઘળાઓમાં સર્વથી મોટા દરજ્જાના **ચાર સહાબી** છે. હઝરત **અબુબકર સિદ્દીક** (રદી) એવણ પેગમ્બર સાહેબ (સલ) પછી તેમની ગાદીએ બેઠા, અને દીનનો બંદોબસ્ત કર્યો માટે એવણ પ્રથમ ખલીફા કહેવાય છે. સઘળી ઉમ્મતમાં એવણ સર્વથી બેહતર છે. એવણ પછી હઝરત **ઉમર** (રદી) છે એવણ બીજા ખલીફા છે. એવણ પછી હઝરત **ઉસમાન** (રદી) આ ત્રીજા ખલીફા છે. એમના પછી હઝરત **અલી** (રદી) આ ચોથા ખલીફા છે.

**૨૫ અકીદહ**-સહાબી લોકોનો એટલો મોટો મરતબો છે, કે મોટામાં મોટા વલી પણ નાંનાં દરજાના સહાબીના મરતબાએ પહોંચી શકતા નથી.

**૨૬ અકીદહ**-પેગમ્બર સાહેબ ( સલ ) ની અવલાદ તથા બીબીઓ સઘળા માન દેવાને લાએક છે. અવલાદમાં સર્વથી મોટો મરતબો હઝરત **ફાતેમા** ( રદી )નો છે અને બીબીઓમાં હઝરત **ખદીજા** તથા હઝરત **આએશા** ( રદી ) નો છે.

**૨૭ અકીદહ**-ઇમાન કયારે દુરસ્ત થાય છે કે સઘળી વાતોમાં અલ્લાહને તથા રસૂલને સાચા જાણે" અને તે સઘળાને માટે અલ્લાહ તથા રસુલની કોઇ વાતમાં શક કરવો અથવા તેને જુઠવવી અથવા તેમાં એબ કાઢવી અથવા તેની સાથે હંસી મજાક કરવી આ સઘળી વાતોથી ઈમાન જતું રહે છે.

**૨૮ અકીદહ**-કુરઆન તથા હદીસની ખુલ્લે ખુલ્લી મતલબને નહીં માનવી અને એચપેચ કરીને પોતાની મતલબ સિધ્ધ કરવા મતલબ ઘડવી બદ-દીનીની (બુરા ધર્મિની) વાત છે.

**૨૯ અકીદહ**-ગુનાહને હલાલ સમજવાથી ઈમાન જતું રહે છે.

**૩૦ અકીદહ**-ગુનોહ ગમે તેટલો મોટો હોય જ્યાંસુધી તેને બુરો સમજે છે ઈમાન જતું નથી પણ કમજોર થાય છે.

**૩૧ અકીદહ**—અલ્લાહ તઆલાથી નિડર થવું કે નિરાંશ થવું કુફ્ર તથા શિરક છે.

**૩૨ અકીદહ**—કોઇથી ગેબની વાત પુછવી અને તેનું યકીન કરી લેવું કુફ્ર છે.

**૩૩ અકીદહ**—ગેબનો હાલ અલ્લાહ તઆલા સિવાય કોઇ જાણતું નથી. નબીઓને વહીથી, અને વલીઓને કશફ તથા ઇલહામથી, અને સામાન્ય લોકોને નિશાનીઓ (ચિન્હ) થી કેટલીક વાતો જણાય છે.

**૩૪ અકીદહ**—કોઇનું નામ લઈને કાફિર કહેવું અથવા લાનત કરવી મોટો ગુનોહ છેઃ—હા, એમ કહી શકે છે કે ઝાલીમો ઉપર લાનત" જુઠાઓ ઉપર લાનત" પણ જેઓનું નામ લઈને અલ્લાહે અને રસૂલે લાનત કરી છે અથવા તેઓના કાફિર થવાની ખબર આપી છે તેઓને કાફીર મલઊન કહેવું ગુનોહ નથી.

**૩૫ અકીદહ**—જ્યારે માણસ મરે છે તો જો દાટવામાં આવે તો દાટવા પછી અને જો દાટવામાં નહીં આવે તો જે હાલમાં હોય તેની પાસે બે ફિરશ્તા જેઓનું નામ **મુનકર** અને **નકીર** છે તેઓ આવીને પૂછે છે કે તારો **પરવર દિગાર** કોણ છે? તારૂં **દીન** કયું છે? હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ) માટે પૂછે છે આ કોણ છે? એ મરેલો માણસ ઈમાનદાર હશે તો ઠીક ઠીક જવાબ આપે

છે, ફરી તેને માટે સર્વ તરેહનું સુખ ચહેન છે. જંનત તરફ બારી ખોલે છે જેમાંથી ઠંડી ઠંડી હવા અને ખુશબો આવતી રહે છે અને મઝામાં પડીને સુઈ રહે છે. અને જો મુડદું બેઇમાન હશે તો સઘળી વાતોમાં આજ કહેશે કે મને કશી ખબર નથી, ફરી તેના ઉપર ઘણી સખતી અને અઝાબ કિયામત સુધી થતો રહે છે. અને કેટલાકોને અલ્લાહ તઆલા આ પરીક્ષાથી માફી બખશે છે. "પણ આ સઘળી વાતો મુરદાને જણાય છે અમો લોક જોતા નથી." જુઓ, જેવી રીતે સુતેલો માણુસ સ્વપ્નામાં સઘળું જુવે છે અને જાગતો માણુસ તેની પાસે અજાણમાં બેસી રહે છે.

૩૬ **અકીદહ**-મરવા પછી દરરોઝ સવાર સાંજ મુરદાનું જે ઠેકાણું હોય છે તે દેખાડવામાં આવે છે. જંનતીને જંનત દેખાડીને ખુશખબરી આપે છે, અને દોઝખીને દોઝખ દેખાડીને વધુ અફસોસમાં નાખે છે.

૩૭ **અકીદહ**-મરેલા માટે દોઆ કરવાથી, કંઈ ખેર ખેરાત કરી બખશવાથી તેનો સવાબ પોહોંચે છે અને તેથી તેને ઘણો ફાયદો થાય છે.

૩૮ **અકીદહ**-અલ્લાહે અને રસુલે કિયામતની જેટલી નિશાનીઓ બતાવી છે સઘળી જરૂર થનારી છે. ઈમામ મહદી (અલે.) જરૂર પધારવાના અને ઘણા ઈનસાફી સાથે

બાદશાહી કરાવશે. કાણો દજ્જાલ નિકળશે અને દુન્યામાં ઘણો ફસાદ મચાવશે તેને મારી નાખવા માટે હઝરત ઈસા (અલે) આસમાનથી ઉતરશે, અને તેને મારી નાંખશે. **યાજુજ માજુજ** ઘણા જબરજસ્ત લોક છે તેઓ જમીન ઉપર પથરાઈ જશે અને ઘણું તોફાન મચાવશે. ફરી ખુદાના કહેરથી હલાક થશે. એક "વિચિત્ર જાનવર જમીનમાંથી નીકળશે અને માણસોથી વાતો કરશે પશ્ચિમ તરફથી સૂર્ય નીકળશે. કુરઆન મજીદ ઉડી જશે. અને થોડા દિવસમાં સઘળા મુસલમાનો મરી જશે, અને સઘળી દુન્યા કાફિરોથી ભરાઈ જશે અને એ સિવાય બીજી ઘણી વાતો થશે. *

૩૯ **અકીદહ**-જ્યારે સઘળી નિશાનીઓ પૂરી થશે તો કિયામતની તૈયારી થશે. હઝરત ઈસરાફીલ (અલે) અલ્લાહના હુકમથી સુર ફુંકશે, જે શીંગડા જેવી ઘણી મોટી વસ્તુ છે. આ સુર ફુંકવાથી સઘળી ઝમીન આસમાન ફાટીને તુકડે તુકડા થશે. સઘળી મખલુક મરી જશે અને જેઓ મરેલાં છે તેઓનો આત્મા બેહોશ થશે પણ જેઓનું બચાવવું અલ્લાહની નિગાહમાં હશે તેઓ પોતાની હાલત ઉપર રહેશે.

૪૦ **અકીદહ**-ફરી જ્યારે અલ્લાહતઆલાને મંજુર હશે કે સઘળું જહાન ફરી પૈદા થાય તો બીજીવાર ફરી

* વાંચો બેહેશતી ઝેવર ગુજરાતી ભાગ ૭મો. કયામતની નીશાનીનું બયાન, મળવાનું ઠેકાણું-મેનેજર કુતોબખાના સાદેકીયાઃ **રાંદેર.**

**સૂર ફુંકાશે.** આથી સઘળું જહાન ફરી પેદા થશે. મરેલાં જીવતાં થશે, અને કિયામતના મેદાનમાં સર્વ એકઠા થશે; અને ત્યાંના દુઃખથી ગભરાઈને સર્વ, પેગમ્બરો પાસે શફાઅત કરાવવા જશે આખર અમારા પેગમ્બર સાહેબ (સલ) સિફારશ કરશે. "કાંટો (તરાજુ) ઉભો કરવામાં આવશે. ભલાં બુરાં કામો તેમાં તોલવામાં આવશે. અને તેનો હિસાબ થશે." કેટલાક વગર હિસાબે જંનતમાં જશે, સારા લોકોનું **અમલનામું** જમણા હાથમાં અને બુરા લોકોનું ડાબા હાથમાં અપાશે. પેગમ્બર સાહેબ (સલ) પોતાની ઉમ્મતને "**હોઝે કૌસરનું** પાણી પાશે," જે દૂધથી ઘણું ઉજળું છે અને મધથી ઘણું મીઠું છે. "**પુલ સરાત** ઉપર ચાલવું પડશે," જેઓ નેક છે તેઓ તેથી પાર થઈ જંનતમાં પુગવાના અને જેઓ બુરા છે તેઓ તે ઉપરથી દોઝખમાં પડશે.

**૪૧ અકીદહ**-જહન્નમ (દોઝખ) ઉત્પન્ન થઈ ચુકી છે તેમાં સાપ, વિંછુ અને તરેહ તરેહનો અઝાબ છે. દોઝખીઓમાંથી જેમાં રજ સરખું પણ ઈમાન હશે તો તે પોતાની કરણીની સઝા ભોગવી, પેગમ્બરો તથા બુઝરૂગોની શફાઅતથી નીકળી જંનતમાં જશે, ફરી તે ગમે તેવો ગુન્હેગાર હશે. "પણ જે કાફિર અને મુશરિક છે તે તેમાં હમેશા રહેશે અને તેઓને મોત પણ આવશે નહીં."

**૪૨ અકીદહ**–જંનત પણ ઉત્પન્ન થઈ ચુકી છે અને તેમાં તરેહ તરેહના આરામ અને નેઅમતો છે. જંનત વાળાઓને કોઈ તરેહનો ડર કે ગમ થશે નહીં. અને તેઓ તેમાં હમેશ રહેશે. ન તો તેઓ ત્યાંથી નીકળશે અને ન ત્યાં મરશે.

**૪૩ અકીદહ**–નાંનાં ગુનાહ ઉપર શિક્ષા કરવાનો અથવા ગુનાહને પોતાની મેહેરબાનીથી માફ કરી તદન સઝાએ નહીં કરવાનો અલ્લાહ તઆલાને અખત્યાર છે ( તે ચાહે તેમ કરે )

**૪૪ અકીદહ**–શિર્ક અને કુફ્રનો ગુનોહ, અલ્લાહ તઆલા કદી કોઇને માફ કરતો નથી. અને એ સિવાય બીજા ગુનાહ જેને ચાહશે પોતાની મહેરબાનીથી માફ કરશે.

**૪૫ અકીદહ**–અલ્લાહે તથા રસુલે જેઓનું નામ લઈને જનંતી થવું બતાવ્યું તેઓ સિવાય બીજા કોઇ માટે ખાતરીપૂર્વક જંનતી થવાનું કહી શકતા નથી. "હાં, સારી નિશાનીઓ જોઈને સારો ગુમાન રાખવો અને તેની રહમતની આશા રાખવી અગત્યની છે."

**૪૬ અકીદહ**–જનંતમાં સર્વથી મોટી નેઅમત અલ્લાહ તઆલાનો દીદાર છે, જે જનંતવાળાઓને નસીબ થશે. તેની લેહજત આગળ સઘળી નેઅમનો નજીવી લાગશે.

**૪૭ અકીદહ**–દુન્યામાં જાગતાં આ આંખોથી અલ્લાહ તઆલાને કોઈએ જોયો નથી અને કોઈ જોઈ શકતું પણ નથી.

**૪૮ અકીદહ**–આખી ઉમર કોઈ કેવોએ સારો કે ખરાબ હોય પણ જેવી હાલતમાં ખાતેમા (મરતા છેલ્લં વખત) થાય છે તેને અનુસરીને તેને સારો કે બુરો બદલો મળે છે.

**૪૯ અકીદહ**–આદમી આખી ઉમ્મરમાં કદી પણ તોબાહ કરે અથવા મુસલમાન થાય તે અલ્લાહને ત્યાં મકબુલ છે. હા, મરતીવેળા જ્યારે સડકે–દમ ચાલે (શ્વાસ તુટે) અને અઝાબના ફિરશ્તા નજરે પડે તે વેળા તોબાહ કે ઈમાન કબુલ થતા નથી.



## ફેસલ

એ પછી મુનાસેબ જણાય છે કે કેટલાક બુરા અકીદા અને બુરી રસમોને તથા કેટલાક મોટા મોટા ગુનાહોને જે ઘણા થતા રહે છે અને જેથી ઈમાનમાં નુકસાની આવે છે તેને બયાન કરવામાં આવે, કે જેથી લોકો બચતા રહે. એમાના કેટલાક તો તદન કુફ્ર, શિર્ક છે, તો કેટલાક કુફ્ર શિર્કને લગભગ છે, કેટલાક બિદઅત અને ગુમરાહી છે. અને કેટલાક માત્ર ગુનાહુજ છે. મતલબ કે સર્વથી બચવાની જરૂર છે. ફરી જ્યારે આ બયાન સમાપ્ત થશે તો તે પછી "ગુનાહોથી જે દુન્યાનું નુકશાન" "અને બંદગીથી જે દુન્યાનો લાભ થાય છે" તેનું થોડુક બયાન કરીશ. કારણ કે દુન્યાના નફા નુકશાનનો લોક ઘણો ખિયાલ કરે છે. કદાપી આજ ખિયાલથી નેક કામની અને ગુનાહુથી બચવાની તોફીક થાય.

## કુફ્ર અને શિર્કની વાતોનું વર્ણન.

કુફ્રને પસંદ કરવું, કુફ્રની વાતોને સારી જાણવી, કોઈ બીજાથી કૂફ્રની વાત કરાવવી, કોઈ કારણથી પોતાના ઈમાન વિષે પસતાવા કરવા, કે જો મુસલમાન નહીં થતે તો ફલાણી વસ્તુ મેળવતે. ઓલાદ વગેરે, "કોઇના મરવા ઉપર ગમ્મમાં આવી રીતે વાતો કહેવી કે ખુદાને બસ એનેજ મારવાનું સુજ્યુ, આખી જગતમાં મરવાને માટે બસ આજ

હતો. ખુદાને એવું કરવું જોઈતું ન હતું, એવો જુલમ કોઈ કરતો નથી જેવું તેં કર્યું !-"અલ્લાહ તથા રસુલના કોઈ હુકમને બુરો જાણવો, તેમાં એબ કાઢવી," કોઈ જીવતા કે ગુજરી ગયલા બુઝરૂગ પીરને સાથે આ અકીદો રાખવો કે અમારા દરેક હાલની એમને દરેક વખત જરૂર ખબર રહેછે. જોષિ અથવા જે ઉપર (જીન્ન) ભુત ચઢયો હોય તેનાથી ગેબની ખબર પુછવી, અથવા ફાલ ખોલાવવી ફરી તેને સાચી જાણવી, કોઈ બુજરૂગના કલામથી ફાલ જોઈને તેને યકીની સમજવું, કોઈને આઘેથી પુકારવું અને એમ સમજવું કે તેમને ખબર થઈ ગઈ. કોઈને નફા નુકસાનનો મુખતાર સમજવો કોઈથી મુરાદો માંગવી, રોઝી, ઓલાદ માંગવી. કોઈના નામનો રોઝો રાખવો, કોઈને સિજદો કરવો, કોઇના નામનું જનાવર છોડવું, અથવા ચઢાવો ચઢાવ્વો, કોઈના નામની માનતા લેવી, કોઇની કબર કે ઘરનો તવાફ કરવો. ખુદાના હુકમનાં મુકાબલામાં કોઈ બીજાની વાત અથવા રસમને શ્રેષ્ટતા આપવી કોઈ ની સામે ઝુંકવું, અથવા મુર્તિની જેમ ઉભા રહેવું. તોપ ઉપર બકરો ચઢાવવો, કોઈના નામ ઉપર જાનવર ઝુબહ કરવું જીન્ન, ભુત, પરી, વગેરેના નીકળવા માટે તેઓની ભેટ આપવી, બચ્ચાના જીવવા માટે બકરો વગેરે જુબહ કરવો. તેની નાળને પૂજવી. કોઇની દુહાઈ આપવી. કાબાની બરાબર કોઈ જગ્યાની તાજીમ તથા

અદબ કરવો. કોઈના નામ ઉપર બાળકનાં નાક કાન છેદવાં, વાળી બુલ્લાક પહેરાવવી, કોઈના નામનો બાજુ પર પૈસો બાંધવો. અથવા ગળામાં નાડું નાંખવું સેહરો બાંધવો, ચોટલી રાખવી, બધ્ધી પેહેરાવવી, ફકીર બનાવવો. અલીબખ્શ, હોસેનબખ્શ, અબદુનનબી, વગેરે નામ રાખવાં, કોઈ બુઝરૂગના નામનું જાનવર ઠેરવી તેને અદબ કરવો. "જહાનના કારોબારને તારાઓની તાસીરથી સમજવો, સારી નરસી તારીખ તથા દિવસને પુછવાં, અપશુકન લેવો. કોઇ મહિના અથવા તારીખને મન્હુસ જાણવી." કોઈ બુઝરૂગનું નામ વઝીફાની તરેહ ઉપર જપવું. "આવી રીતે કહેવું કે ખુદા અને રસુલ ચાહશે તો ફલાણું કામ થશે." કોઈના નામની અથવા માથાની કસમ ખાવી, તસવીર રાખવી, વિશેષ કરી કોઇ બુઝરૂગની તસવીર બરકત માટે રાખવી, તથા તેની તાજીમ કરવી.

## "બિદઅતો, બુરી રસમો; અને બુરી વાતોનું વર્ણન."

કબરો પર ધુમધામથી મેળો કરવો, દીવા બાળવા, સ્ત્રીઓનું ત્યાં જવું, ચાદરો નાખવી: પાકી કબર બાંધવી, બુઝરૂગોને ખુશ કરવા માટે કબરોની હદથી વધુ તાજીમ કરવી, (વધુ માન આપવુ) "તાઝિયા અથવા કબરને ચુમવુ" ચાટવું, માટી લગાડવી તવાફ અને સિજદો કરવો," કબરો તરફ નમાઝ પઢવી, મીઠાઈ હલવો ગુલગુલાં વગેરે ચઢાવવા, તાઝિયા અલમ વગેરે રાખવા, તે પર હલવો મલીદો ચઢાવવો,

અથવા તેને સલામ કરવી. કોઈ વસ્તુને અછુટી સમજવી (કે તેને કોઈ હાથ લગાડી શકે નહીં) મોહુર્રમના મહિનામાં પાન નહિં ખાવું, મેંધી મિસ્સી નહીં લગાડવી. મુરદાની પાસે નહીં રહેવું. લાલ કપડું નહિં પહેરવું. "બીબીની સહુ-નક પુરૂષોને ખાવા નહીં દેવી" ત્રીજું, ચાલીશમું વગેરેને જરૂરી જેવું સમજવુ" જરૂરત છતાં સ્ત્રીના બીજા નિકાહુને એબ સમજવો. નિકાહુ, ખતના, બિસ્મિલ્લાહુ વગેરેમાં શકિત નહિ હોય છતાં સઘળી ખાનદાની રસમો કરવી, વિશેષ કરી કરજ ઉધાર કરીને નાચ રંગ કરવા. "હોલી દીવાલીની રસમો કરવી." સલામની જગ્યા બંદગી વગેરે કરવાં. અથવા માત્ર માથા ઉપર હાથ મુકીને ઝુકવું. દીયર, જેઠ, ફુઇ, માસી, ભાઈને સામે બે ધડક આવવું. અથવા બીજા કોઈ નામહેરમ (નિકાહુ થઈ શકે તેવા)ની સામે વિના જરૂરતે આવવું "નહિથી બેડું ગાતા વગાડતાં લાવવું. રાગ વાજું સાંભળવું, ડુમણીઓ વગેરે નચાવવી અને જોવી, અને તે પર ખુશ થઈને તેઓને ઈનામ આપવું." (નસબ) કુટુંબ ઉપર ફરખ કરવો. અથવા કોઇ બુઝરૂગની સગાઈમાં કે તેમની મુરીદીમાં થવાને મુકિતને માટે પુરતું સમજવું કોઇના નસબમાં કંઇ ખામી હોય (તેને [illegible] મારવું) તે પર તાન કરવો. ધંધાને હલકો જાણવો. હદથી વધીને તારીફ કરવી." શાદી વિવાહમાં નકામો ખરચ તથા બેહુદી વાતો કરવી. હિન્દૂઓની રસમો કરવી. નવશાહને શરીઅત વિરૂધ્ધ કપડાં

પેહેરાવવાં, કુડું સેહરો બાંધવો. મેંદી લગાડવી, આતશબાજી ગોલા વગેરેની સામગરી કરવી. નકામો શણગાર કરવો ઘરની અંદર "નવશાને બોલાવવો અને તેની આગળ આવવૂં. સ્ત્રીઓનું તાકી ઝાંખીને જોવું. સીયામણી સમજદાર સાલી વગેરેનું સામે આવવૂં, તેનાથી હસી દિલલગી કરવી, ચોથી રમવું, જે જગ્યા દુલો દુલહુન સુતાં હોય તેઓની આસપાસ ભેગાં થઈ વાતો સાંભળવી, તાકવું ઝાંખવું જો કંઇ વાત જણાય તો તે બીજાઓને કહેવી "માઝે બેસાડવી, અને એવી શરમ કરવી કે જેથી નમાઝો કઝા થાય" શેખીને લીધે મોહર વધારે ઠેરવવી "ગમીમાં પુકારીને રડવું, મ્હો, છાતી કુટવી વખાણ કરીને રડવું. વપરાયલા ઘડા તોડવાં. જે જે કપડાં તેના બદનથી લાગ્યા હોય સઘળાઓને ધોવડાવવાજ, સોઘ પાળવા વર્ષ સુધી અથવા વધારે ઓછી મુદત ઘરમાં આચાર નહી બનાવવા, એ મુદતમાં કંઈ ખુશીની તકરીબ (શાદી વિવાહ) નહીં કરવી ખાસ ખાસ તારીખોમાં ફરી ગમ્મને તાઝો કરવો" "હદથી વધારે ઝીનત સણગારમાં લાગવું. સાદી વજેહ (તરેહ)ને એબદાર જાણવી." "મકાનમાં તસવીરો લટકાવવી" ખાસદાન અતરદાન, સુરમાદાની સુરમાની સળી, વગેરે સોના ચાંદીની વાપરવી" (સતર દેખાઇ એવું) ઘણુંજ બારીક કપડું પહેરવું. અથવા અવાજ કરતું ઘરેણું પહેરવું ઘાઘરો પહેરવો. પુરૂષોના જલસામાં સ્ત્રિઓને જવું. પુરૂષોની રીત અખત્યાર

કરવી” બદનમાં છુંદણા પડાવવા. ખુદાઈ રાત કરવી. જાદુ ટોણાં કરવાં “માત્ર સણગારને લીધે દિવાર ઉપર કપડું ચઢાવવું અથવા છતમાં ચન્ની બાંધવી સફર જતાં અથવા પાછાં ફરતાં સ્ત્રિનું ગેર મહુરમને ગળે લાગવું” જીવવાને માટે “છોકરાના કાન નાક કોચાવવા, છોકરાને વાળી કે બુલાક પહેરાવવી. રેશમી અથવા કોસમ્બી ઝાફરાની રંગનું રંગેલું કપડું અથવા હાસડી ઘુંઘરૂં કે કોઇ બીજું ઘરેણું પેહેરાવવું.” ઓછું રડવા માટે બાળકને અફીણ ખવરાવવું. કોઈ બીમારીમાં વાઘનું દુધ કે તેનું માસ ખવરાવવું (ગધેડીનું દુધ પીવડાવવું. પીવું.)” “વિલાતી સુવ્વરની ચરબીવાળા બીસ્કેટ ખાવા” આવી તરેહની ઘણી વાતો છે. માત્ર નમુનાની તોરપર આટલું બયાન થયું છે.

## (કેટલાક મોટા મોટા ગુનાહ જેથી મોટું પાપ થાય છે, અને તેના વિષે ઘણી સખતાઈ દરશાવાઈ છે તેનું વર્ણન.)

ખુદાને શરીક કરવો. નાહુક ખુન કરવું. જે સ્ત્રીઓની ઓલાદ જીવતી નથી તેઓ કોઈની સુવાવડમાં એવું કંઈ ટોણું કરે છે કે એનું બચ્ચું મરે અને અમારી અવ્લાદ થાય એ પણ આ નાહક ખુનમાં દાખલ છે. માબાપને દૂઃખ આપવું.વ્યભિચાર કરવો. યતીમોનો માલ ખાવો:—જેમકે ઘણી ખરી ઓરતો ખાવિન્દના સઘળા માલ અને મીલકત ઉપર કબજો કરી નાનાં બચ્ચાંઓનો ભાગ ઉઠાવે છે. છોકરી-

ઓનો વારસો નહી આપવો "કોઇ સ્રીને જરા સરખા શકક ઉપરથી ઝિનાનું તોહમત મુકવું" જુલ્મ કરવો. કોઇની પીઠ પાછળ તેની નિન્દા કરવી, અલ્લાહની રહમતથી નાઉમેદ થવું. વાયદો કરીને પુરો નહીં કરવો. અમાનતમાં ખિયાનત કરવી અલ્લાહનું કોઇ ફરજ, નમાઝ, રોઝો, હજ્જ, ઝકાત; જેવાં છોડી દેવાં કુરઆન શરીફ પઢીને ભુલી જવું. જુઠું બોલવું; વિષેશ કરી જુઠી કસમ ખાવી, "અલ્લાહ સિવાય બીજા કોઈની કસમ ખાવી, અથવા આવી કસમ ખાવી કે મરતીવેળા કલેમો નસીબ નહીં થાય;" ઇમાન ઉપર ખાતેમો નહીં થાય. અલ્લાહ સિવાય કોઈ બીજાને સિજદો કરવો; વગર ઉજરે નમાઝ કજા કરવી. કોઈ મુસલમાનને કાફેર અથવા બેઈમાન, અથવા ખુદાની માર, ખુદાની ફિટકાર, ખુદાનો દુશમન, વગેરે કહેવુ; કોઈનો નિંદા સાંભળવી. ચોરી કરવી. વ્યાજ ખાવું. ગેરમહરમનાં પાસે એકાંતમાં સ્રિઓ ને બેસવું. જુવા રમવા; "કેટલીક સ્રીઓ અને છોકરીઓ ગિટ્ઠુ વિગેરે કાઢીને અથવા કોઈ બીજો ખેલ રમે છે આ પણ જુવા છે. કાફિરોની રીત રસમ પસંદ કરવી. ખાણાને બુરૂં કહેવું. નાચ જોવો; રાગ, વાજુ સાંભળવા શકિત હોવા છતાં નસીહત નહીં કરવી. કોઈની મશકરી કરી તેને બેઇઝઝત તથા શરમિંદા કરવું. કોઈની એબ ઢુંઢવી.



## ગુનાહો કરવાથી દુન્યામાં શું શું નુકશાન થાય છે તેનું વર્ણન.

ગુનાહ કરવાથી દુન્યામાં જે જે નુકશાનો મખલુકને પહોંચે છે તેની ગણતરી કરવી મુશકેલ છે પરંતુ આ જગ્યામાં પ્રથમ કુરઆન શરીફની કેટલીક આયતો તેમ હદીસોથી ટુંકાણમાં કેટલાક બનાવ ટાંકીએ છીએ તે પછી કેટલીક સજાઓ પણ લખીશું.

તે કઈ ચીજ છે કે જેણે શયતાનને આસમાન ઉપરથી ઝમીન ઉપર ફેંકયો તે એજ ના ફરમાની છે જેની દોલતથી તે મલઉન થયો અને તે કઈ ચીજ છે કે જેણે નૂહ (અલે૦) ના વખતમાં તમામ લોકોને તોફાનમાં ડુબાડી દીધા અને તે કઈ ચીજ છે કે જેનાથી આદની કૌમ પર તેજ હવા. મોકલવામાં આવી જેથી તેઓ ઝમીન ઉપર પટકાઈ પટકાઈને હલાક થઈ ગયા. તથા તે શી વસ્તુ છે જેના લીધે સમુદની કૌમ પર એક ભુમાટો આવ્યો જેથી તેઓના કાળજા ફાટી ગયા અને બધા હલાક થયા. તથા તે શી વસ્તુ છે છે કે જેથી લૂત (અલે૦) ની કૌમને આકાશ સુધી ઉંચે ચઢાવી તેને ઉંધા ફેંકી ઉપરથી પત્થર વરસાવવામાં આવ્યા. તે શી વસ્તુ છે જેને લઈ ફિરઓનની કૌમને ડુબાડવામાં આવી તે શી વસ્તુ છે જેથી કારૂન જમીનમાં ધસાવાયો તે કઈ વસ્તુ છે જેથી બની ઈસ્રાઇલ જાત જાતની મુસીબત

તેમ આફતમાં સપડાયા. જો તે નાફરમાનીના કારણે નહતું તો પછી બીજું શું હતું (અલ્લાહ એવો નથી કે તેઓ પર ઝુલમ ગુજારતે પણ તેઓ તો પોતેજ પોતાના જાનો પર ઝુલમ કરતા થયા.) વિચારો એ લોકોને આજ ગુનાહના કારણે દુન્યામાં કેવી કેવી તકલીફો વેઠવી પડી.

મુસનદમાં છે કે રસુલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું કે બેશક માણુસ ગુનાહના કારણે રોજીથી અભાગ્યો રહે છે જ્યારે કે તે અખ્તયાર કરે છે.

ઈબને માજામાં અબ્દુલ્લાહ બિન ઉમર [રદી૦] થી રિવાયત છે કે અમો દશ માણુસો હઝરત [સલ૦] ની ખિદમતમાં હાજર હતા. તેઓએ અમારી તરફ મ્હો કરી ફરમાવ્યું કે પાંચ ચીજો છે કે હું ખુદાની પનાહ માગું છું કે તમો લોકો તેને જુઓ [૧] જયારે કોઇ કોમમાં ખુલ્લમ ખુલ્લા બેહયાઈના કામો થવા લાગે ત્યારે તેઓ પ્લેગમાં સપડાશે અને એવી એવી બીમારીઓમાં પકડાશે કે તેઓના વડવાઓના વખતમાં કદી નહીં થઈ હોય. [૨] જયારે કોઇ કૌમ માપ અને તોલમાં કમી કરશે ત્યારે દુકાળ તેમ તગી અને હાકેમોના ઝુલમમાં સપડાશે. [૩] અને કોઇ કોમે ઝકાતને બંધ કીધી નહીં પણ બંધ થશે તે વરસાદની રહમત તેઓથી. પછી જો આ જનાવરો પણ ન હોત તો કદી તેઓ પર વરસાદ ન થતે. [૪] અને કોઇ

કોમે કોલકરાર તોડયા નહીં પણ અલ્લાહ તઆલા બીજી કોમમાંથી તેઓપર દુશમન મુકરર કરશે પછી તેઓ જબરજસ્તી તેઓના માલપર કબજો લેશે. [૫] અને તેઓના સરદારોએ ખુદાના હુકમ મુજબ ફેસલો કરવો ન મુકયો પણ અલ્લાહ તઆલાએ તેઓના પોતપોતામાં માર ધાડ કરવું પેદા કર્યું.

ઇલ્મ નસીબ થતો નથી. રોજી ઘટી જાય છે. અલ્લાહની યાદથી વહુશત થાય છે. માણસોથી તેમાં ખાસ કરી નેક લોકોથી વહુશત થાય છે. ઘણા ખરા કામોમાં મુશકેલી નડે છે. દિલ સાફ રહેતું નથી. દિલ તથા શરીર અશકત બને છે. બંદગીથી મહરૂમ રહે છે. ઉમરમાં ઘટાડો થાય છે. તોબાહની તવફીક થતી નથી. ધીરે ધીરે ગુનાહની બુરાઈ દિલમાંથી જતી રહે છે. અલ્લાહની આગળ હલકા પડે છે. મખલુકને નુકસાન પહોંચવાથી તે એને લાનત કરે છે. અકકલમાં ફેતુર આવે છે. રસુલુલ્લાહ [ સલ. ] તરફથી તેના ઉપર લાનત ઉતરે છે. ફરિશ્તાઓની દુઆથી મહરૂમ રહે છે. આમદનીમાં ઘટાડો થાય છે. શરમ અને ગેરત જતી રહે છે. અલ્લાહ તઆલાની મહોટાઈ દિલમાંથી નીકળી જાય છે. નેઅમતો છીણવાઇ જાય છે. ઘણી બલાઓ ભેગી આવે છે. તેના ઉપર શેતાન કબજો કરે છે, દિલમાં ગભરાટ પેદા થાય છે. મરતી વેળા કલેમો મ્હોંથી નીકળતો નથી. ખુદાની રહમતથી નિરાશ થઈ વગર તૌબાએ મરણ થાય છે.

## ઈબાદત કરવાથી કેટલાક દુન્યાના ફાયદાઓનું વર્ણન

સારા અને નેક કામો કરવાથી દુન્યા અને આખેરતમાં ઘણા ફાયદાઓ થાય છે એના વીષે જો કુરઆન શરીફ તથા હદીસોથી તેના ફાયદા બ્યાન કરવામાં આવે તો એક મોટી કિતાબ તૈયાર થાય પણ અત્રે ટુંકાણમાં કુરઆન શરીફની આયતો તથા હદીસોથી લખવામાં આવે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જો તે લોકો કાએમ રાખતે તૌરાત અને ઈંજીલને અને તે કિતાબને કે જે હાલતમાં ઉતરી છે તેના પર તેના પરવરદિગાર તરફથી તો ખચીત ખાતે તે લોકો પોતાના ઉપરથી તેમ પોતાના પગોની નીચેથી" ઉપરથી ખાવાની મતલબ આ છે કે વરસાદ થતે અને નીચેથી આ છે કે અનાજ પાકતે આ આયતથી સાફ જણાવ્યું કે અલ્લાહના હુકમો પર અમલ કરવાથી રોજી વધે છે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું "જે માણસ અલ્લાહથી ડરે છે અલ્લાહ તેને નીકળવાના રસ્તા કરે છે" એટલે દરેક જાતની સખતી તેમ તંગીથી તેને નજાત થાય છે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું "જો તમો શુકર કરશો તો ખચીત તમને વધારે આપીશ.

અબુદર્દા [રદી૦]થી રિવાયત છે કે રસુલુલ્લાહે [સલ૦] એક કિસ્સો બ્યાન કર્યો કે અલ્લાહ પાક કહે છે કે ઓ આદમના પુત્ર તું મારા માટે શરૂ દિવસમાં ચાર રકાઅત નમાઝ પઢીલે હું આખરી દિવસ સુધી તારાં બધા કામ કરી આપીશ.

રસુલુલ્લાહે [સલ૦] ફરમાવ્યું કે જો વેચનાર અને ખરીદનાર સાચું બોલે અને દરેક પોતે પોતાના માલની હકીકત જાહેર કરે તો તેમાં બેશક બરકત થાય છે.

રસુલુલ્લાહે [સલ૦] ફરમાવ્યું કે સદકો અલ્લાહના ગુસ્સાને ઠંડો પાડે છે. અને ભુંડા મોતને દુર કરે છે.

રસુલુલ્લાહે [સલ૦] ફરમાવ્યું કે નહિ હટાવતી કજાના હુકમને [તકદીરને] પણ દુઆ. અને નહિ વધારતી ઉમરને પણ નેકી.

રોઝીમાં વધારો થાય છે. અનેક જાતની બરકતો થાય છે. તકલીફ તથા દુઃખ મટે છે. ગરજ સ્હેલાઈથી સરી જાય છે. વરસાદ વરસે છે. દરેક જાતની બલા ટળી જાય છે. અલ્લાહની મહેર વધી મદદગાર રહે છે. દિલ મજબુત રહે એના માટે ફરિશ્તાઓને હુકમ થાય છે. ખરી ઈઝ્ઝત અને આબરૂ નસીબ થાય છે. ઉંચો મરતબો પ્રાપ્ત થાય છે. લોકોના દિલોમાં મોહબ્બત પેદા થાય છે. તેના માટે કુરઆન

શરૂઆત કરે છે. માલમાં જો નુકસાની આવે તો તેનાથી સારો બદલો મળે છે. દિનપ્રતિદીન નેઅમતમાં વધારો થાય છે. માલમાં વૃધ્ધિ થાય છે. દિલમાં રાહત તથા સંતોશ રહે છે. આવતી નસલમાં પણ આ નફો પહોંચે છે. જાગ્રતીમાં છુપી બશારતો મળે છે. મરતી વેળા ફરિશતાઓ સારી ખબર સંભળાવે છે. અને મુબારકબાદી આપે છે. ગરીબી તથા ભૂખમરાથી બચે છે. થોડી વસ્તુમાં બરકતથી વધારો થાય છે. અલ્લાહનો ગુસ્સો જતો રહે છે.

**ગંદુમ અઝ ગંદુમ બરોયદ જવ ઝેજવ,**
**અઝ મુકાફાતે અમલ ગાફિલ મશૌવ.**

અર્થ:—ઘઉં ઘઉંથી અને જવ જવથીજ ઉગે છે. માટે અમલના બદલાથી ગાફિલ રહો નહીં.

# " ઈમાનની શાખાઓ. "



**ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કરનાર છે.**

સર્વ સ્તુતિ ખુદા માટેજ છે કે જે બધાનો પાળનાર છે, અને દરૂદ તથા સલામ પેગમ્બરોના સરદાર મોહંમદ ( સલ. ) તથા તેમની આલ અસહાબ તમામ માટે છે.

ઈમાન બધી બંદગી, તથા નેકીની અસલ જડ છે. એજ માટે ઈમાનની દુરસ્તી વગર કોઈ અમલ કબુલ મંજુર થતો નથી, સહી હદીસથી સાબેત છે કે ઇમાનની ૭૭ શાખા છે. જેને જાણવાથી ઇમાન કામેલ થાય છે એજ માટે એવો વીચાર થયો કે આ કિતાબ સાથે એ વિષય પણ મોતબર કિતાબોમાંથી કહાડી શામેલ કરી આપ્યું છે અને એનું નામ ઈમાનની શાખા રાખ્યું છે અને એમાં ખરી હદીસના તરજુમા પણ સાથે લખ્યા છે જેથી ઉમેદ કે સર્વે મુસલમાન એને પોતે યાદ કરી પોતાનાં બાળબચ્ચાં સગાવ્હાલાં દોસ્ત બિરાદરો છોકરા છોકરીઓ વિગેરેને યાદ કરાવશે અને હંમેશ કોશીશ કરી સરકારી [illegible] ખાનગી મદ્રસા નિશાળોમાં દાખલ કરાવી ઈમાનની કામેલ દોલતથી સરફરાઝ થશે એવી આશા છે.

"ઓ અલ્લાહ તું એને સમજવામાં સહેલું કરી આપ અને તારી કૃપાથી પુરૂં કરાવી આપ. આમીન."

અલ્લાહ ફરમાવે છે. "ખચીત જે લોકોએ કહ્યું કે અમારો રબ્બ અલ્લાહ છે. ફરી તેઓ એના પર કાયમ રહ્યા તો તેઓપર ડર નથી તેમ તેઓ ગમગીન થશે નહી. અને જેઓ ઈમાન લાવ્યા ને સારાં કામ કીધા તો ખચીત અમે તેઓને જનંતો કે જેની નીચે નહેરો ચાલે છે તેમાં હંમેશ માટે દાખલ કરીશું."

અબુહોરૈરા (રદી.) થી રિવાયત છે કે હજરતે (સલ.) ફરમાવ્યું કે "ઈમાનની ૭૦ થી વધુ શાખા છે જેમાંથી ઘણું ઉત્તમ "લાએલાહ ઈલ્લ-લ્લાહ" કહેવું છે. અને સર્વથી ઉતરતું કામ કોઇ હરકત કરનારી ચીજને રસ્તામાંથી દુર કરવું છે "હયા (લાજ) પણ ઈમાનની એક શાખા છે." (બુખારી, મુસ્લિમ.)

આ ખુશીના ફરમાનથી જણાયું કે જ્યારે આટલી વાતો ઈમાનથી સંબંધ ધરાવે છે તો પુરો મુસલમાન તે છે કે જેમાં એ સઘળી વાતો હોય અને જેમાં થોડીક હોય ને થોડીક ન હોય તો તે અધુરો મુસલમાન છે. અને આ વાત સઘળા જાણે છે કે પુરો મુસલમાન થવું ઘણું જરૂરનું છે. એજ માટે દરેકને વાજેબ છે કે એ બધી વાતોને કોશીશ

કરી હાસેલ કરે કે જેથી એમાં કંઇ ખામી રહે નહી. એ અલ્લાહ અમારા દિલને તારી રહમતના સબબથી ઈમાનપર સાબેત રાખ, એ રહમ કરવાવાળાઓથી વધુ રહમ કરનાર.

ઇલ્મે હદીસ જાણનારા ખરૂં તપાસનારાઓએ કુર્આન હદિસમાં વિચાર કરી ઈમાનની બધી શાખાઓને મજકુર હદીસ પ્રમાણે જમા કીધી છે જેની ગણત્રી ૭૭ છે. અને એની વિગત તાલીમુદ્દીન, ફોરૂઉલ ઈમાન, ઇસલાહુર રોસુમ, મશારેકુલ-અનવાર ઝમાનુલ ફિરદોસ અને બહેશતીઝેવરથી લીધી છે.



## "દીલ સાથે સંબંધ રાખનારી ઈમાનની ૩૦ વાતોનું બયાન."

(૧) ખુદાપર ઈમાન લાવવું તેને એક જાણવું તેની ઝાત સેફાત (ગુણો) ઉપર યકીન કરવું તેની મોટી સિફતો આ છે કાએમુન, કદીરૂન, મોરીદુન, કલીમુન, અલીમુન, સમીઉન, બશીરૂન, (હંમેશ રહેનાર શકિતમાન, ઈરાદો કરનાર, વાત કરનાર, જાણનાર, સાંભળનાર, જોનાર,) (૨) ખુદા સિવાય કંઈ ન હતું. તેના પેદા કરવાથી બધું પેદા થયું. (૩) ખુદાના ફિરસ્તા (દુતો) ખરા છે તેઓ ન મરદ કે ન ઓરત છે. (૪) ખુદાની જે જે કિતાબો રસુલોપર ઉતરી છે તે બધી ખરી છે તેની ગણત્રીની ખબર નથી. પણ હવે કુર્આન સિવાય બીજી સર્વે કિતાબોના હુકમ ઉડી ગયા છે, (૫) બધા પેગમ્બરો સાચા છે તેઓની પણ ખરી ગણત્રીની ખબર નથી પણ હવે માત્ર હજરત (સલ.) ના રસ્તા ઉપર ચાલવાનો હુકમ છે (૬) તકદીર કે ખુદાને બધી વાતોની પ્રથમથીજ ખબર છે અને જે તેને મંજુર છે તેજ થાય છે (૭) કયામત (મહાપ્રલે) થનારી છે. (૮) જંનતને માનવું કે તે પેદા થઈ ચુકી છે તેમાં તરેહ તરેહની રાહતો નેઅમતો છે તેમાં રહેનારા નાશ નહીં થશે. (૯) જહંનમને માનવું તે પેદા થઇ ગઈ છે તેમાં સાપ વીંછુ તેમ તરેહ

તરેહના અઝાબો (દુ:ખ) છે અને તેમાં રહેનારાં નાશ નહીં થશે. (૧૦) ખુદાની મોહુબ્બત કરવી એ સિવાય તેવી બીજાની ન કરવી, અને તેના હુકમને બજાવવું તેમ જે ચીજથી તેની નજદીકી થાય તેને કરવું. (૧૧) હજરત (સલ.) થી મોહુબ્બત રાખવી તાજીમ કરવી, દરૂદ શરીફ પઢવું. તેમના બતલાવેલા રસ્તા ઉપર ચાલવું. (૧૨) કોઈથી દોસ્તી કે દુશ્મની કરે તો ખુદા માટેજ કરે. (૧૩) દરેક કામમાં દીનનીજ નૈયત કરે; પછી રેયા (દેખાવ) નેફ:કને મુકવું એ ખાલેસ નૈયતમાં દાખેલ છે. (૧૪) ગુનાહો પર તોબા કરવું. (૧૫) ખુદાથી ડરવું. (૧૬) ખુદાની રહ-મતના ઉમેદવાર રહેવું. (૧૭) શરમ કરવી અને દીનમાં હયા (લાજ) તેને કહે છે કે ગુનાહોથી બચવું અને કંઇ કસુર થાય તો ગમગીન થવું. (૧૮) ખુદાના એહસાન, નેઅમતનું શુકર બજાવવું (૧૯) દીન પ્રમાણે કરાર વાય-દાને પુરો કરવો. (૨૦) શહવતને મુકે, મુસીબત પર સબર કરે. (૨૧) પોતાને બીજાથી હલકો અને ઉતરતો સમજે મોટાની ઈજ્જત, નાંના પર રહમ કરે અને મગરૂરી, ઘુમંડ, હસદ, કીનો, ગુસ્સો મુકવો; તવાઝોમાં દાખલ છે. (૨૨) ખુદાની મખલુક પર રહમ કરવું. (૨૩) ખુદા તરફથી જે કંઇ થાય તે પર રાજી રહેવું. (૨૪) ખુદા પર ભરોસો કરવો. (૨૫) પોતાની કંઈ ખુબી પર વડાઈ ન

કરે. (૨૬) કોઇથી કીનો કપટ ન રાખે. (૨૭) કોઇથી હસદ ન કરે. (૨૮) દીન વિરૂદ્ધ ગુસ્સો ન કરે. (૨૯) કોઇનું બુરૂં ન તાકે (૩૦) દુનિયાથી મોહબ્બત ન રાખે.

## "જબાન (જીભ) સાથે ઇમાનની ૭ વાતોનું બયાન"

(૧) કલેમો પઢવો (૨) દરરોજ કુર્આન પઢવું. તેનો ક્રમ દરજ્જો દશ આયત પઢે, દરમીઆનો સો આયત છે, અને એથી વધુ પઢવું ઘણું ઉત્તમ છે. (૩) કોઇ પણ ભાષામાં દીનનો ઇલમ શીખવો. (૪) અને વગર મજુરીએ શીખવવો. (૫) ખુદાથી દુઆ માંગવી. (૬) ખુદાની જીકર (યાદ) કરવી પછી ઇસતેગફાર પણ જીકરમાં દાખલ છે (૭) જીભના ગુનાહોથી બચવું "જેમકે જુઠ નિંદા. ચાડી, ખુશામત અહંકાર, ફીટકાર કરવી, ભેદ ખોલવો જુઠો વાયદો કરવો, નકામું વઢવું, ઝગડવું, બુરી વાત કરવી, વધુ ઠઠ્ઠો મશ્કરી કરવી, બનાવટની વાત કરવી, નકામું સતાવવું, ગાળો વિગેરે દેવી."



## "બદન સાથે ઈમાનની ૪૦ વાતોનું બયાન."

(૧) બદન અને કપડાં પાક રાખવા. (૨) નમાઝ પઢવી, પછી વાજેબ, સુનંત, નફીલ, કજા વિગેરે એમાં દાખલ છે (૩) ઝકાત ફીતરો, દેવું પછી ખૈરાત મેહેમાની, વિગેરે પણ એમાં દાખલ છે (૪) રોઝા રાખવા પછી એમાં ફરઝ વાજેબ સુનંત નફીલ તથા રોઝાની કજા વિગેરે પણ દાખલ છે, (૫) હજ્જ ઉમરો કરવો. (૬) એતેકાફ કરવો પછી કદરની રાતને શોધવી અને તે છ રાતોમાં છે. (૭) જ્યાં દીનની ખરાબી હોય ત્યાંથી ચાલ્યા જવું એમાં હીજરત પણ છે. (૮) ખુદાની માનતા પુરી કરવી. (૯) જે કસમ બુરા કામોમાં ખાધી ન હોય તેનું પુરૂં કરવું. (૧૦) કસમ તોડવાનો દંડ દેવો તે આ છે કે બે ટંક પેટ ભરી દશ મિસકીનોને ખવડાવે અથવા તેઓને એક એક જોડ કપડાં દે કે એક ગુલામ આજાદ કરે અને જયારે એ ત્રણમાંથી કંઈ ન બને તો તે વેળા ૧૦ રોઝાઓ એક સાર રાખે. (૧૧) જે બદન ઢાંકવું ફરજ છે તેને ઢાંકવું (૧૨) કુરબાની કરવી (૧૩) મૈયતનું દફન કરવું (૧૪) જેનું કરજ બાકી હોય તેનું દેવું આપવું. (૧૫) લેવા દેવામાં દીન વીરૂધ્ધથી બચવું (૧૬) સાચી શાક્ષી છુપાવવી નહિં. (૧૭) જો જીવ ન રહે તો

નિકાહ કરે પણ જેને શકિત કે હાજત ન હોય તેને પરણવું જરૂરી નથી (૧૮) જે પોતાની હુકુમતમાં છે તેનું હકક દેવું તેમાં ગુલામ અને નોકરથી નરમી કરવી દાખલ છે. [૧૯] માબાપના હુકમમાં રહેવું [૨૦] ઓલાદનું પોષણ તરબેયત કરવી [૨૧] સગાંઓથી બદસુલકી ન કરવી [૨૨] લોંડી ગુલામે પોતાના માલેકની ખીજમત કરવી. [૨૩] ઇનસાફ કરવો [૨૪] મુસલમાનોની જમાઅતથી જો શરીઅત મુજબ હોય તો અલગ ન થવું [૨૫] હાકેમની તાબેદારી કરવી પણ દીન વિરૂધ્ધ હોય તો નહીં કરે. [૨૬] વઢનારાઓમાં સુલેહ કરાવે પણ બારજી, બાગીઓથી કેતાલ કરવું પણ દાખેલ છે. [૨૭] સારાં કામમાં મદદ કરવી [૨૮] સારો રસ્તો બતાવવો બુરાઈથી રોકવું [૨૯] જો હાકેમ હોય તો દીન પ્રમાણે સજા દે. [૩૦] જો વખત આવે તો દીનના દુશ્મનોથી લડવું [૩૧] અમાનત દેવી તેમજ પાંચમાં હિસ્સાનું દેવું પણ એમાં દાખલ છે, [૩૨] હાજતવાલાને ઉછીનું દેવું [૩૩] પાડોશીની ખાતર કરવી [૩૪] પાક આમદની લેવી. [૩૫] શરીઅત મુજબ ખર્ચ કરવો પણ નકામું ખર્ચ કરવાથી બચવું. (૩૬) સલામનો જવાબ દેવો. [૩૭] જો કોઈ છીંકે ને અલહંમદો કહે તો તેને યરહમો-કલ્લાહ કહેવું. [૩૮]

કોઈને વિના કારણથી તકલીફ ન દેવી. (૩૯) દીન વિરૂધ ખેલ તમાશાથી બચવું. જેમકે નાટક, સરકસ, નાચ, પાના, કુકર, શીરકના બીદઅતના તથા મકર, ફરેબ, શત્રંજ જુગાર ચાશા, તાડી દારૂ અફીણ, ગાંજો ભાંગ, કોકેઈન, શરાબ, ગાવું, વગાડવું, મુજરા મદારીના ખેલ, હુરામકારી, ગાવું, ચોરી, કબુતરબાઝી, મરઘાબાઝી, પતંગબાઝી, બુલબુલબાઝી, બકરાબાઝી, વિગેરે "પણ કમાનથી તીર ફેંકવો ઘોડાને ફેરવવો, પોતાની ઓરતથી રમવું, એ ત્રણ ખેલ ફાયદાના તેમ દુરસ્ત છે ( ૪૦ ) રસ્તામાંથી પત્થર, કાંટા, લાકડી વિગેરે ઇઝાને દૂર કરવું છે.



